# કવિતા સંગ્રહના અર્થ.

(અન્વય સાથે.)

(સાતે ચોપડીઓમાંના)

ગુજરાતી શિખનાર તથા શિખવનારના

ઉપયોગ સારૂ.


બનાવનાર

વિઠલદાસ ધનજીભાઈ

રા૦ બા૦ શેઠ મગનભાઈ કરમચંદની કન્યાશાળા

નં૦ ૧ લાના મેહેતાજી.



આવૃતિ બીજી.

અમદાવાદ.

હરગોવિંદ નરોત્તમદાસના છાપખાનામાં

છપાવી પ્રસિધ્ધ કર્યો.

સંવત ૧૯૨૬ ચૈત્ર—માર્ચ સને ૧૮૭૦





કિંમત રૂ૦-૮-૦

# કવિતા સંગ્રહના અર્થ.

(અન્વય સાથે.)

(સાતે ચોપડઓમાંના)

ગુજરાતી શિખનાર તથા શિખવનારના

ઉપયોગ સારૂ.

બનાવનાર


વિઠલદાસ ધનજીભાઈ

રા૦ બા૦ શેઠ મગનભાઈ કરમચંદની કન્યાશાળા

નં૦ ૧ લાના મેહેતાજી.





આવૃત્તિ ત્રીજી.

અમદાવાદ.

હરગોવિંદ નરોત્તમદાસના છાપખાનામાં

છપાવી પ્રસિધ્ધ કર્યો.





સંવત ૧૯૨૬ ચૈત્ર—માર્ચ સને ૧૮૭૦





કિંમત રૂ૦-૮-૦

આ કવિતાના અર્થમાં નિચે લખેલી નિશાની વાપરી છે.

=આવી બરાબરની નિશાની હોય ત્યારે જાણવું કે ડાબા હાથ-બાજુનો શબ્દ ખોટો ને જમણા હાથ બાજુનો ખરો છે. અને તેમ જાણીચોપડીમાં તેસુધારવો.

—આવી નિશાની હોય ત્યાં સમજવું કે ડાબા હાથ બાજુના શબ્દનો અર્થ જમણા હાથબાજુનોં શબ્દ છે.

+આવી નિશાની કોંસમાં આપી હોય તો તે કોંસમાંના બે અથવા ત્રણ શબ્દ મળી તે શબ્દ થયો છે.

, આવી નિશાની હોય ત્યારે ડાબા હાથબાજુના શબ્દનો અર્થ છે.

. આવી નિશાની આવે ત્યાંસુધી પ. છલા, શબ્દના અર્થ સમજવા.

(સં) આ અક્ષર સંસ્કૃત ભાષાનો, (હિં) હિંદુસ્તાની ભાષાનો, (અ) અરબીનો, (ફા) ફારસી ભાષાનો શબ્દ બતાવેછે,

# કવિતા સંગ્રહના અર્થ.

( અન્વય સાથે. )

( સાત ચોપડીઓમાંના, )

## બીજી ચોપડી.



### ચોપડી વિષે. ૧

શોભાય—સારી દેખાય. હૈયું—મન. હરખાય—રાજી થાય. વિગતેથી—શબ્દેશબ્દની સમજણથી. કારજ—કામ. સાર—મતલબ. જીવઘાલીને—મન રાખીને.

પમી ઓળ—જેમ જેમ મન રાખીને વાંચે તેમ તેમ તેનામાં સમજણ આવે. પણ જો વિચાર કર્યા વિના વાંચે તો તે કાંઇ સમજે નહીં.

### વરસાદનું ગીત.* ૨

ઘેબરીઓ—ઘેબરનો. નેવલે—નેવે (છાપરાને.)

### પાડા વિષે. ૩

મનમાન્યું—મનને ગમે એટલું. વનમાં—વગડામાં. ફીથોવાસ—જઈ રહ્યો. અજાણ—સમજણ વિનાનું (અ + જાણ). ચિત—મન. પ્રાણ—જીવ. અવસ્થા—હાલત.

૧ ટીકા. આ કવિતામાં પ્રાણ બહુ વચનમાં વાપર્યા છે કે-

---

* આ કવિતા નથી પણ ભુલથી લખાઇ હશે.

મકે પ્રાણ એ શરીરના વાયુનું નામછે; અને તે પ્રાણ અથવા વાયુ પાંચછે, એમ કહેવાયછે માટે બહુ વચન લખ્યું છે.

## નિશાળીઆને શિખામણ. ૪

નિત્યે—રોજે. ગુરૂ—મેહેતાજી. શિક્ષા—શિખામણ. રૂડાં—સારી. પેર— રીત. પાંસરૂં—સીધું.

## ગાય વિશે. ૫

અગણિત—ગણાય નહીં એટલા, ઘણાજ (અ+ગણિત). સુખદાતા—સુખ આપનાર (સુખ+દાતા). જન—માણસ. પંખી—પાંખાંતે—હોંસે. પશુ—ચાર પગ વાળાં જનાવર. પંખી—પાંખવાળાં. નર-ભાયડો. નાર-બાઇડી. વાર-વખત, આધાર-ટેકો.

૨ જો દોહરો—જનાવર, પંખી માણસ, સ્ત્રી સૌને જન્મ્યા પછી જીવને આધાર આપનાર ઘણુંકરીને ઘીને દુધજ

૧ ઘણું કરીને, એમ લખવાની મતલબ એ કે કેટલાક પ્રાણીને તેમ નથી પણખરૂં, પંખીને ઘીને દુધનો આધાર બીલકુલ નથી. માટે પંખી લખવું જોઈતુંજ નહોતું પણ તે કવિની ભુલ થઇ હોય એમ માલમ પડે છે.

## જુઠને સાચ ૬

કદી—કોઈ દિવસ. પુરો—બરાબર. બાળક—છોકરો. સ્નેહ—હેત. રાચે—ખુશી થાય. જગપતિ—જગતનો, ધણી પરમેશ્વર (જગ+પતિ). દેહ—શરીર.

## કાગડા વિશે ૭

ભાળ્યો=ભાળો-જુઓ. કાગ-કાગડો, પાંખાળો— પાંખ-

વાળો. રૂપાળો—સારો. ચોંપે—ચોપથી, ઝડપથી. હણવા—મારવા. ચા'પ—ઈચ્છે, મનકરે. ચેતી—સમજી. ચતુર—સમજુ.

### ઉંદર વિશે ૮

પાર—છેડો. રંજાડ—ધમપછાડ. ખાસાં—સારાં. કપડાં—લુગડાં. મની—બિલાડી. મહા—મોટું.

### ચોરી વિશે ૯

પસ્તાયછે—સોરે છે. ચાહન—ઉઘાડી. મહીપતિ—પૃથ્વીપતિ, રાજા (મહી+પતિ). ફજેતી—બેઆબરૂ.

### ઈશ્વરનો મહિમા. ૧૦

જગનો—જગતનો. સરજનહાર—સરજનાર, બનાવનાર ઈશ્વર. ધરોએ—રાખીએ.

### સંગત. ૧૧

સંગ—સોબત. પ્રેમ—હેત. ઠરશે—રહેશે. ઠામ—ઠેકાણું. રૂડો—સારો. બુરો—નઠારો. મેહેતો—ભણાવનાર. ભાગ્યશાળી—ભાગ્યવાન, નસીબદાર.

---

# ત્રીજી ચોપડી.

### સદાચરણ. ૧૨

જન—માણસ. ધરીને—લઈને. પેલ—પેહેલ વેહેલું. સદાચરણ—સારીચાલ. (સત+આચરણ). સેલ—સેહેલાઈથી. જાણી—જાણીતી. મીઠી—મીઠી લાગે એવી. વાણ—વાણી, બોલી. બા-

બાને—બીજા ઉપર. કોપે—રીસ કરે.

૧ લો દો. જે માણસ જગતમાં જન્મીને પેહેલ વેહેલું સારી રીતે ચાલવું એમ જાણે તે સેહેલાઈથી સુખ પામે.

૨ જો. જે માણસ જાણીતી વાતો કરે, મીઠા બોલ બોલે, ને બીજા ઉપર રીસ ન કરે તે ડાહ્યો માણસછે એમ જાણવું.

## ગાંળગાળી વિશે. ૧૩

ભુંડા—નઠારા.—ભુંડું—નઠારૂં. ભાખતા—બોલતા. જગમાં થી—જગતમાંથી. જશ—આબરૂ. ધણી—માણસ. બાળક—છોકરો. બાળકા—છોકરી. નર—ભાઇડો. નાર—બાઇડી. માપ—બોજ.

## પોપટ વિશે. ૧૪

મીઠા—સારા લાગે એવા. સુણતાં—સાંભળતા. ઉપજે—થાય. હરખ—ખુશી. અતોલ—તોલ ન થાય એટલો (અ+તોલ). કોટે—ગળે. નમણું—નમેલું. ધાક—બીક. અંગે—શરીરે. મનુષ્ય—માણસ, અથાગ—થાગ નહીં, પાર નહીં એટલું (અ+થાગ). પ્રીત—હેત. કાગ—કાગડો. બોલે=બોલ્યે—બોલ્યાથી.

૩જો દો. મીઠું બોલ્યાથી માણસને અથાગ હેત ઉપજેછે જેમ કે પોપટને સૌ ખુશીથી પાળેછે પણ કોઇ કાગડાને પાળતું નથી. (પોપટ મીઠું બોલેછે ને કાગડો નથી બોલતો.)

## ઓખાઈ વિશે. ૧૫

ચીજો—જણસો. ચીર—લુગડાં. રૂડો—સારો. રાચે—કરે.

શુદ્ધ—ચોખ્ખી. વાન—વરણ, રંગ. સજ્જન—સારોમાણસ (સત+જન). મનુષ્ય—માણસ.

## આમલી વિશે. ૧૬

દીકરી—છોકરી. એકે—એકજ. પર—ઉપર. નેહે—ધારા પ્રમાણે. તસુ—ગજનો ૨૪ મો ભાગ. મોજ—શોખ. ઘણે-રી—ઘણીજાતની. મહાલે—ભોગવે. દીકરો—છોકરો. માતા—મા. કેરો—નો (છઠીનો પ્રત્યયછે). તાત—બાપ. શાણા—સમજુ. વિશ્વ—દુનીઆ. વિષે—માં (સાતમીનો પ્રત્યય). વિ-ખ્યાત—જાણીતો. ઠામની ઠામ—એકજ ઠેકાણે.

આ પાઠમાં આમલી ઝાડ, દીકરી ખાવાની આમલી ને તેનો દીકરો તે ચિચુડો એમ છે.

૧ ભાવાર્થ—માને દીકરીનું એક નામ, દીકરી રોજ ખપમાં આવે, મા જ્યાં હોય ત્યાંજ રહે ને દીકરી ગામે ગામ ફરતી ફરે. તે દીકરીનો દીકરો તે માનો બાપ એ શું તે સમજુ માણસ સમજી લો.

## મેહેનત વિશે. ૧૭

મેહેનત—મજુરી. થકી—થી (પાંચમીનો પ્રત્યય). ધાન્ય—અનાજ. થોકે થોકે—ઢગલે ઢગલા. ખાંતે—હોંસે. બળતણ—બાળવાનું, લાકડાં વગેરે

## મેહેનત વિશે. ૧૮

તતો-બળતણ ને વાસણ વગેરે. કાં—કાંતો. તારે=ત્યારે. હાલ

વખત-તેજ વખત. અર્થનું-કામનું. સરસ—સારા. શણગાર—પેહેરવાનાં લુગડાં વગેરે. બાજરી—રોટલી. પર—પારકે. પેર—રીત. રૂડી—સારી.

૧ જોદો. બગતણ, લુગડાં વગેરે આપણે બનાવીએ કે બીજો કોઈ બનાવી આપે ત્યારે તે આપણા કામમાં આવે.

## સાચ વિશે. ૧૯

સહીએ—ખમીએ. સંકટ—દુખ. પર લોક—બીજાલોક. (પર+લોક). દિન—દહાડો. શુભ—સારૂં. સદા-રોજ. ક્રોડ—સોલાખ, કરોડ. સરે—થાય. સિંધુ—દરીઆ.

૩ જોદો.-સાચું બોલ્યાથી આપણું કામ થાય, પણ જુઠું બોલ્યાથી થાય નહીં; જેમ કાગળની હોડી કરીએ તેથી કાંઈ દરીઆ તરાય નહીં.

## ધાન્ય વિશે. ૨૦

બાજરીવું—બાજરીનું ડુંડું. કણસલું-જારનું ડુંડું. જોય-જોઈએ. ઉપજે—થાય. ઊંબી—ઘઊં, ડાગર ને જવની લટરો થાયછે તે. તલસરા—તલ થાયછે તે જીંડવાં. કઠોળ—તુઆર, અડદ, મગ વગેરે શીંગમાં થાયછે તે. પોપટા—જેમાં ચણા થાયછે તે. શેલડી શાકર ગોળ—શેલડીમાંથી શાકર ને ગોળ થાયછે. (શેસ એટલે સંસ્કૃતમાં બરછી તેના ઘાટની માટે શેલડી.) ચોમાસાના ચારમાં—ચોમાસાના ચાર મહિનામાં (અશાડ, શ્રાવણ, ભાદ્રવો, આશો). શીયાળો—કારતક. માગશર, પોષ, મહા એ ચાર મહિના.

## મા બાપના ગુણ વિશે. ૨૧

ટગમગ—ધ્રુજતો. ટકતો—રહેતો. બાજ—આવાનું. લેશ—લગાર. અવસર—વખત. વેઠીને—ખમીને. ઉપકાર—ગુણ. અમાપ—માપ ન થાય એટલો, ઘણોજ (અ+માપ). સમે—વખતે. બરદાશ—ચાકરી. દાસ—ચાકર.

૩જો દો. કોઈ માણસ એવે વખતે બે ઘડી પણ ચાકરી કરે-તો તે માણસ તેનો આખી ઉમર સુધી ચાકર થઈને રહે.

## ઘર વિશે. ૨૨

ખૂબ—બહુ. છાજે—શોભે. બિરાજે—સારાં દેખાય. ચુના-ળાં—ચુનાવાળાં. નીર—પાણી. સુડા—પોપટ. મેના—એક જાતનું પક્ષી. બેઠકો—બેસવાની જગા. સેજ-પલંગ, ઢોલીઓ. ખાટ—હીંચોળા ખાટ. ખાસી—સારી. ગલીચા—ગાલીચા. (કીમતી ઊંચી જાતનું ઊંનનું પાથરણું). બિછાવી—પાથરી. ભલા—સારા. ભૂપતિ—પૃથ્વીપતિ, રાજા (ભૂ+પતિ).

## થોડે થોડે ભણવા વિશે. ૨૩

ચિત્ર—છબી. ગમે તેવી રીતે—મનને ગમે તેવી રીતે. પં-ડિત—ભણેલો, હોંશીઆર માણસ. લહીઓ—સારૂં ને શુધ્ધ લ-ખનાર. લેખક. નિપજે—થાય. પંથ—રસ્તો. એંધાણ—નિ-શાન. કાયર થઈ—કંટાળી જઈ. ખર—ગધેડો. પાણ—પથરા. છેદાય છે—કપાય છે.

૧ લો દો. ભણતાં ભણતાં પંડિત થાય ને લખતાં લખતાં લ-

હીઓ થાય અને ચાર ચાર ગાઉ રોજ ચાલીએ તો લાંબો ર-
સ્તો હોય તોપણ તે કપાય.

૩જો દો. કુવા ઉપર જે પાકા કાળા, ને કઠણ પથરા તે દો-
રડાના ઘસારા પડયાથી (ધીરે ધીરે) ઘસાયછે એ દાખલો લે-
વો, (એટલે એવા પથરા પણ દોરડાથી ધીમે ધીમે ઘસાયછે તો
ધીમે ધીમે વિદ્યા પણ આવડશે).

## મુર્ખાઈ વિશે. ૨૪

વિચારે—વિચાર. સાર—સારૂં. અસાર—સારૂં નહીં તે,
નઠારૂં(અ+ સાર). ઉર—મન. જન—માણસ અભિમાન—
અહંકાર, ગર્વ. અપાર—જેનો પાર નહીં તે,ઘણોજ(અ+પાર).
જગમાં—જગતમાં. સરદાર—ઉપરી. વડી—મોટી. બકતો—
કહેતો. રાય—રાજા.

૧ લો દો. મુરખને માથે કાંઇ શીંગડાંની નિશાની નથી હોતી.
પણ જેને સારા નઠારાનો વિચાર નહીં તેજ માણસ મુ-
રખ જાણવો.

## ભાઈ બેન વિશે. ૨૫

ચેન— આરામ, નિરાત. ઘટે—ઓછી થાય. નિંદ—નિંદા ક-
રે, વખોડે. બળવંતો=બળવંત, (કેમકે સંબોધનછે). જોરાવર.
લશ—લગાર. સદા—રોજ. કદીએ—કોઇ દિવસે પણ. કલેશ—
કજીઓ. હળતાં મળતાં—એક બીજાને મળીને ચાલતાં. કોય
—કોઇ. માતા—મા.

## સર્વ વ્યાપક ઈશ્વર વિશે. ૨૬

વ્યાપક—રહેલો, વસેલો. આભાસ—દેખાવું. અંતર—મન. ચાસ—ખેતરમાં વાવતાં જે બે ઓળ વચ્ચે જગા રહેછે તે. વિશ્વપતિ—દુનીઆનો ધણી, પરમેશ્વર (વિશ્વ+પતિ). વાસ—રેહાણ. ભોંમાં—ભોયમાં. ભોંયરે—ભોંયરામાં. ધાર—વિચાર, ઠરાવ. તાત—બાપ. જગનોતાત—જગતનો બાપ, પરમેશ્વર. કણી—રજ. જગર્ત્તા—જગતનો કરનાર, (જગ+કર્ત્તા) ઈશ્વર. ઠામ—ઠેકાણું કયાંએ—કહીંએ.

૧ લો. આપણી આસપાસ, આકાશમાં ને ઘાસ અને ચાસમાં પણ પરમેશ્વરછે એવું મનમાં જણાયછે.

૨ જો. જમીનની અંદર ભોંયરામાં પેસીને કાંઇ વાત કરીએ કે મનમાં કાંઇ વિચાર કરીએ તો તે પણ પરમેશ્વર જાણે.

૩ જો. એક રજકણ જેટલું મુકવાને પણ પરમેશ્વર વિનાની આલી જગા ખોળીએ તો તે ન મળે (કેમકે પરમેશ્વર બધેછે).

## છોકરાને શિખામણ. ૨૭

સુખે—સુખથી, નિરાંતથી. શિખ—શિખામણ. શિક્ષા—શિખામણ. ભેદ—મરમ, છાની મતલબ. અંતરે— મનમાં. કુડી—નઠારી. રુડી—સારી. તણો—નો, છઠીનો પ્રત્યય છે. (તણો, કેરો એ છઠીના, ને થકી પાંચમીનો, વિશે સાતમીનો, એવા પ્રત્યયો ઘણુંકરીને કવિતામાંજ વપરાય છે.) ઠાલો— નકામો. તજો—છોડો. ખરેખું—રહેલું. છળે—છળકરીને. કળે—કળા

(યુક્તિ) કરીને. છુપાવે—છાનુંરાખે. આળ—તોહોમત. પળી-નો—પળીઆંનો, માણસ ઘરડાં થાય છે ત્યારે જે ધોળા વાળ આવે છે તે.

૧૧ મી ઓળ—પછી જ્યાં સુધી પળીઆં આવે ત્યાં સુધી ગળીનો ડાઘ પડેલો મટે નહીં (મતલબ કે છળ કરવાથી આ-બરૂ ગઇ તે પાછી ન આવે. (કાળી ટીલી ચોટી તે ચોટી).

---

# ચોથી ચોપડી.

## પરમેશ્વરની પ્રાર્થના. ૨૮

સરજ્યો—કર્યો. સંસાર—દુનિઆ. શોભીતા—સારા દેખાય એવા. સોમ (સં)-ચંદ્ર. રચ્યા-કર્યા. જોમ-જોર. પ્રાણી-જીવ-વાળાં. અદકી—વધારે. દાતાર—આપનાર. દાતાઉપરથી. પરિતાપ (સં)—દુખ (પરી+તાપ). કુમતિ (સં)-નઠારી બુદ્ધી (કુ+મતિ). કરૂણા (સં)—દયા. કષ્ટ (સં)—દુખ.

૨જો. સારા ચળકતા તારા, સૂરજ ને ચંદ્ર એ બધા તેં બ-નાવ્યા છે ને તું જબરો છે.

૩જો. અમને વધારે જ્ઞાન ને ગુણનો આપનાર તું છે એ તારો ઉપકાર પાપી માણસ હોય તે ભુલે.

૪થો. હે પરમેશ્વર અમારા ઉપર દયા કરીને અમારા ક્લેશ, કંકાસ, પાપ, દુઃખ ને નઠારી બુદ્ધિએ કાપીને સુખ આપ.

## ભોજન[1] વિશે. ૨૯.

ભોજન (સં)—જમણ. વર્ણન (સં)—વાત, હકિકત. સુણજો—સાંભળજો. તણી—ની. અતિ (સં)—ઘણું. વડાંપાપડ =વડાપાપડ—મોટાપાપડ. સુંદર (સં)—સારી. પૂરણપોળી—પૂરણવાળી રોટલી. (કોઈ વેડમી પણ કહે છે.)

કચોરી—વેડમીની પેઠે માંહે પૂરણ ઘાલી પૂરી જેવડી વણી ને તળી કહાડે છે.

## નઠારા નિશાળીઆ વિશે. ૩૦

ગુરૂજી—મેહેતાજી. સમીસાંજ—દીવાવખત, સંધ્યાકાળ. પા (સં)—પગ. ધ્રુજે—થરથરે, કંપે. લવારો—બકારો, બકબક. ભલી—સેહેલી, (ખરો અર્થ સારી છે). પોથ—ચોપડી. ગવાળો—સાસરે લઈ જવાનો બચકો. લેખીએ—ગણીએ. વડી—ઘણી (ખરો અર્થ મોટી). વળે—લાગે. સંગ—સોબત. ટાળો—છોડીદો. આરો—છેડો. આડપાસે—આડીબાજુએ. કર્મફુટ્યો—કર્મફુટેલો, (કર્મ+ફુટ્યો.) અભાગીઓ. પ્રકાશે—બતાવે. પુત્ર—છોકરો. પ્યારો—વહાલો. ઠોઠ—મૂરખ. ઠાલો—ખાલી. (વિદ્યાથી). અતિશે—ઘણી. ચિંતા—ફિકર.

નવમીઓળ—તેને સારી રીતે જોડણી કરતાં આવડે નહીં ને મનમાં ફિકર ન રાખે તેથી ઘણી ભુલો કરે.

---

૧ બાસુદી વગેરે કેમ થાય છે તે જાણવું હોયતો પાકશાસ્ત્ર જોવું અથવા જાણતા હોયતો મેહેતાજીએ છોકરાને શિખવવું.

૧૪ મી ઓળ—જેમ પેલી બચકો (જેઆવ્યું તે ભરીને) મોટો કરે તેમ (નઠારો નિશાળીઓ મોટું દફતર કરે).

૨૧ મી ઓળ—બીજા સાથે લઢે ને વઢે, ને કાંતો આડી બાજુએ પડે ને પછી પોતાનું ખરૂં રૂપ બતાવે, (ગાળો દે વગેરે) તેને ખરો બોલ કહીએ તોપણ ખોટો લાગે.

## માખીનું બચ્ચું. ૩૧

થકી-પાંચમી વિભક્તિનો પ્રત્યય છે. પ્યારાંબચ્ચાં—પ્યારા બચ્ચા જોઇએ (કેમકે એક વચન છે). ઉનામણો—ઉનું પાણી મુકવાનો દેગડો. ચોટ-દાવ. બુદ્ધિબાળ—બાળક બુદ્ધિનું, થોડી બુદ્ધિનું. તતકાળ (સં)—તેજ વખત. (તત+કાળ) વિનાશ (સં) મરી જવું, વિ ઊપસર્ગ વધારેપણું બતાવે છે. (વિ+નાશ).

## પ્રાણી ઊપર હેત રાખવા વિષે. ૩૨

તજી—મુકી, છોડીદઇ. દમે—દુખ દે. અનર્થ—કામ વિનાનું, બિગાડ (અન+અર્થ). અર્થ—કામ. મુવાળો-વાળ. બાળે—દેએ. નમેરો—દયા નહીં, નિર્દય. (ન+મેરી)

ચરણાકુળની ત્રીજીઓળ. કાંટાને સોયની શુળી કરી તેમાં તે નિર્દય હાથે વતી તે પ્રાણીને પ્રોચી, ઝાલી રાખે.

## જગકર્ત્તા વિષે. ૩૩

જગકર્ત્તા—જગતનો બનાવનાર (જગ+કર્ત્તા). પ્રૌઢ-મોટા. હય-ઘોડા. વાહન-જેના ઉપર બેસીને જઇએ તે. રવિ-સૂરજ. સમાસમાના—વખતેવખતના. સાજ—સામાન. માનવીઓ—

માણસો. કાજ—માટે.

૭ મી ઓળ—બળવાન બળદો, ને ઘોડા ને હાથીઓનાં વાહન, તે વૈમાન જેવાં છે. ૧૧ મી ઓળ—વખતે વખતના સુખનો સામાન (ઉપર કહ્યો તે) તેં માણસો સારૂ કર્યો.

ગાય વિષે. ૩૪

શીંગાળી—શીંગડાંવાળી. ખડ—ઘાસ. ફાટ—ચીરો. ચંડ—ટાઢક. ભાળ્યો—દીઠો. ઉપજે—થાય.

ઈશ્વરની સ્તુતિ. ૩૫

નિર્ધન (સં)—ધન વિનાના, ગરીબ (નિર+ધન). સમર્થ (સં)—બળવાન. સરજનહાર—બનાવનાર. અધિક—વધારે. પ્રકાશ—દેખાવ. ભારી—ભારે, મોટા. ફોકટ—નકામો. જશ છે—ધન્ય છે. સંકટ (સં)—દુખ.

૧ લો દો. હું જ્યારે શેહેરમાં કે બજારમાં ફરવા નિકળું છું ત્યારે ઘણા ગરીબ લોકોને બધો સંસાર, દુખીઓ નજરે પડે છે.

૩ જો દો. ઘણા જણ ભુખ્યા ઘેર ઘેર ભમે છે અને હું યોગ્ય નથી તોપણ ઇશ્વરે મને ખાવાને વધારે અંન આપ્યુંછે.

જશ છે ઈ॰—હે બાપ તારા જશ મોટા છે.

સત્યપ્રકાશ—એ નામનું વર્તમાન આઠે દિવસે મુંબાઇમાં નિકળતું તે હાલ રાસ્તગોફતાર સોથે મેળી દીધુંછે. તેમાં નર્મદાશંકર કવિએ છપાવેલી કવિતા તે આમાં લીધીછે.

ઈશ્વરના ઉપકાર. ૩૬

મુજને—મને, કવિતામાં મને, તને ના મુજને, મુજને અ-

ને એ, તે, હું ના એહ, તેહ, હુંય, તુંય, એમ વાપરવાનો આસલથી ચાલ છે. કેટલાએક=કેટલાક. કંગાળ—ગરીબ. સાર—સારૂં. વય—ઉમર. ક્રૂર—ઘાતકી. વચન—બોલ. વદે—બોલે. સુકૃત—સારૂં કામ (સુ+કૃત).

૧લી ઓળ-બહુ માણસો રસ્તામાં ઉઘાડે શરીરે પડેલાં દેખું છું.

## મિત્રાચારી. ૩૭

પંડિત-ભણેલો. પ્રણામ-નમસ્કાર. કુશળતા-સાજાતાજા. આગમન-ગમન એટલે જવું તેથી ઉલટું. આવવું (આ+ગમન.) શાંત-થંડા. મગન-ખુશી. પરસ્પર-એક બીજાને (પરઃ+પર.) સ્વારથ-સ્વાર્થ ઉપરથી પોતાનું કામ મતલબ (સ્વ+અર્થ.) મિત્રાચારી મૂળ છે-મિત્રાચારીનું મૂળ એકે કેફ પીવીને પાવી.

## જુગારી છોકરા વિશે. ૩૮

છકેલ-છકી ગએલું. ડોકરો-ડોકરનું બહુવચન ડેસો. કપુત—નઠારો છોકરો (ક+પુત.) ગમાર—મૂરખ. ગોઠીઆ—દોસ્તદાર. પોટાય—અથડાય. પોઢીઓ—આળસુ. દુરગુણ—નઠારા ગુણ (દુર+ગુણ.) હાણ—નુકસાન. સહી—નકી. મનખો—મનુષ્યની દેહ, અવતાર. એળે—નકામો.

## કેફ. ૩૯

વિશ્વાસ-ભરોંસો. કાજ—કામ. (સં કાર્ય ઉપરથી). ઉચરે—બોલે. શીર (સં)—માથે. ભ્રાંતિ—શક. મનુષ્ય (સં)—માણસ. કીર્ત્તિવંત (સં)—નામવાળૂં (કીર્ત્તિ+વંત). રોષ—રીસ.

રેલ—પુર. જળ—પાણી.

## કેફ વિશે શિખામણ. ૪૦

પીજીએ—પીએ. કીજીએ—કરીએ. વડાઇ—મોટાઈ. વસો—રહો. અશોક—શોક વિના, ખુશી (અ+શોક.) અસુખ—સુખ નહીં તે. (અ+સુખ.) પુછુંછું—કહુંછું. વેણ—બોલ. પાયરૂં—સીધું. સદા—રોજ. પ્યાર—હેત. બીચ—વચે. નીચ—હલકો. કીચ—કાદવ. લપટાણી (કાઠીઆવાડમાં લપટાણી, ઢોળાણી વગેરે ભુતકાળ આણી આણો વગેરે લગાડી બોલે છે.) કાયા—શરીર. ગર્થ—પૈસા. નિર્લજ—(સં) લાજ વિનાની (નિર+લજ). શીર (સં)— માથે.

૩જી ઓળ. કેફમાં કશોએ સ્વાદ નથી એવું વિચારજો.

## માણસ ઊપર હેત રાખવા વિશે. ૪૧

ભાઈ—સ્ત્રી. સાહી—રાખી, પકડી. સદાઈ—રોજ. સજનાઈ—માણસાઈ. વાસના—સુવાસ. વચન —બોલ. સુખદાઈ—સુખ આપનાર (સુખ+દાઇ). દ્વેશ—ખાર, વેર.

અર્થ—હે માણસો તમે સૌની સાથે ભાઇ બેનની પેઠે સંપીને ચાલો, અને બુરાઈ, ઠગાઇ ને શત્રુતાઈ ન રાખતાં બધાને પોતાના મિત્ર પ્રમાણે ગણી મીઠાં વચનથી બોલાવો કે સારા લોકોમાં માન મળે ને સુખી થાઓ.

## અટકચાળો જીવો. ૪૨

અડપલો—અડપલું કરે એવો. અટકચાળો. ઝંપી—ઝડપી.

સાન—સમજણ. આનંદ(સં)—ખુશી. ખાડાળાં—ખાડાવાળાં ધુમ-ધમ દેઈને. સોરબકોર-પોકાર, બુમ પાડવી. તપખીર-સુંઘવાની તમાકુ. ધીર-હીમત. ડારો-ધમકી. હાણ-નુકશાન. વસ્મા -કપરાં. દાઠ વાળ્યો-કોપ કર્યો. ધાટ ન ઘડ્યો-કામ ન કરચું.

૯મા દોહરાથી. જેમ ચોળે તેમ ચોગણો આંખે આંધળો થાય. પછી ડોસે દીકરાને ને ચશ્માના ચુરાને દીઠા(મતલબ કે ડોસે ચશ્માના ચુરા દીઠા ને છોકરાને દીઠો.) પછી ડોસે ધમકી આપીને કહ્યું કે હસવું કરતાં હાણ થઈ માટે જીવા તું એજ દાવનો છે.

## રૂતુઓનું વર્ણન ૪૩

શીતળ—ટાઢો. તેલ ધરે—તેલ ચોપડે, શીઆળમાં શરીર ફાટી ન જાય માટે. તંબોળ-પાન. તનમાં-શરીરમાં. સરોવર—મોટુંતળાવ. વનસ્પતિ—ઝાડછોડ વગેરે. વણતોલ—તોલ ન થાય એટલો(વણ+તોલ). ખાસું(અ)—સારૂ. ડુબાડુબ—છકછકાં, જળપાનથી ભરેલી. મલ્હાર—એક રાગછે. ખેતીકાર— ખેખેતીકરનાર (ખેતી+કાર). ચાખડીઓ—પાવડીઓ.

૪થી ઓળ—દિવસ ઘટે ને રાત ઘણી મોટી થાય.

૭મી ઓળ—હોજ, ફુવારા ને બાગ સારા લાગે, તેમજ ચંદન ને પંખા પણ વહાલા લાગે.

## સંપ વિશે. ૪૪

સંવત—વિક્રમનો શક. ત્રેપન=બાવન જોઈએ. તખ્ત—ગાદી. મંત્રી-વજીર. રૂચિ—ઈચ્છા. વિખ—ઝેર, (સં) વિષ ઉપરથી બનો

ખ થયો, શાહ(અ)—પાદશાહ, રાજા. શાહજાદા (અ)—(શાહ +જાદા) પાદશાહાથી જન્મેલા, પાદશાહના છોકરા. ચખ— આંખ, (સં) ચક્ષુ ઉપરથી. સંપજે—સાંપડે. નૃપ(સં)—રાજા, નરપતિ (નૃ+પ). કુંવરે—રાજ કુંવરે, કુંવર. હણ્યો—માર્યો. નિજ—પોતાના. ભ્રાતે—ભાઈએ. પ્રધાને હણી = પ્રધાને હણ્યો. પિતુ—બાપ. સેવતે—સેવતાં. આદિક—વગેરે.

લો છપો—સંવત ૧૩૫૨ સાલ હતી ત્યારે દીલીની ગાદી ઉપર અલ્લાઉદ્દીન બેઠો તેનો વજીર મલેક કાફુર તેણે રાજ કરવાની ઈચ્છા કરીને ઝેર દઈ પાદશાહને માર્યો, ને પાદશાહના છોકરાની આંખો ફોડી; પણ એક મહિનોને પાંચ દહાડા રાજ કરી ભુંડી રીતે મરાયો. માટે જરૂર વિચાર કરીનેજુઓ કે સંપ તજેતો સુખ સાંપડે નહીં.

## લોભને સંતોશ વિશે. ૪૫

કાર—વહેવાર. મરજાદા (સં)મર્યાદા ઉપરથી—લાજ, આબરૂ. પ્રૌઢી—મોટી. લક્ષણ—ચાલ, સારી ટેવ. પોત્રાય—માન પામે. સમૂળું—મૂળ સુધાં (સ+મૂળ.) શૂળ—શૂળો. એ લોક—આલોક, ને મુવા પછીના પરલોક. મોહ—મન ભગાઇ જવું. થોડાને ઘણું ને ઘણાને થોડું સમજવું, યથાર્થ ન સમજવું. ક્ષોભ (સં)—દીલગીરી. દોષ (સં)—અવગુણ. સંતોષ—જે મળે તેમાં સુખ માનવું તે. વપુવાન—શરીરવાળો. તુન્ય—ચોર. પુરણ—પૂરું. મહિપતિ (સં)—પૃથ્વીનો ધણી, રાજા. સંતોષીને

એ છે=સંતોષીનો એછે. ગર્થ—પૈસો.

૮ મી ઓળ. બે લોકમાં બુરાડે એવો લોભ છે. પણ લોકો તેમાં મોહી જાય છે એ મોટી દીલગીરી છે.

૧૨ મી ઓળ. સંતોષી શબ્દનો અર્થ એ છે કે તે ગાંડો થઇને નાણું શોધે નહીં.

## અમદાવાદના ભદ્ર વિશે. ૪૬

ભદ્ર-કલ્યાણ. ભયંકાર=ભયકાર-બીક પમાડે એવું (ભય+કાર.) કૃત—કામ. ભયંકાર=ભયકાર. જશ—આબરૂ. (સં. યશઉપરથી). પેખ—જો. અમૂલ્ય—જેની કીમત ન થાય તે, ઘણીજ કીમતી (અ+મૂલ્ય). સ્કુલ-(અંગ્રેજી)-નિશાળ. સેહેજ-સેહેલા. સામગ્રી—સામાન. મનરંજ—મન રાજી થાય એવા, (મન+રંજ). તવોછે કારજ=કેવોછે કારંજ. [1]કારંજ (ફા)-ફુવારો, ત્રણ દરવાજા અને ભદ્ર વચેની જગા કે જેમાં શાક તરકારી વગેરે મળેછે તે. ચડતે પોહોરે—સવારમાં. ચોકમાં—કારંજના ચોકમાં, (માણક ચોકમાં નહીં ત્યાં તો દરરોજ સાંજે ભરાય છે.) ઠરવાનું-રાજી રેહેવાનું. દેખતાં=દેખંતાં. મુખવાળાં—મોંવાળાં (મુખ+વાળાં.)

૧ લો દો. ભદ્રનો અર્થ સૌથી સારૂં છે, એવું બધો સંસાર

---

૧ કારંજ—ફુવારો. પાદશાહી વખતમાં ફુવારો હતો ને તે નામ આજે પણ રહીને ત્યાં થએલા બંગલાને પણ કારંજનો બંગલો કહે છે.

જાણેછે, તોપણ કયી કાળાશથી ભદ્ર બિહામણું દેખાયછે?

૨જો. કાળા મોંવાળા (દેખીતાં કાળાં મોં વાળા તો હોય કે નહીં પણ કાળાં કામ કરવાથી થએલા) ને કાળાં કામ કરનાર (ચોર વગેરે કેદી) વસે છે તે કારણની કાળાશથી ભદ્ર બિહામણું દેખાય છે. ૧

૩ જો. જેની આબરૂ દુનીઆમાં ઘણી હોય એવા માણસોથી ભરેલી ઉજળી પુસ્તક શાળા તું જો.

૪થો—કાચા કાચ જેવા છોકરા ભણવાથી અમુલ્ય રત્ન થાય ને પછી તે મોટા દરજાવાળા થયાથી ઘણો પગાર પામે.

૫મો. સ્વર્ગ, નર્ક ને આ લોકના સેહેલાઇથી મળવાનાં ત્રણ રસ્તાછે તે આ ત્રણ દરવાજા જુઓ. (ભક્તિ સ્વર્ગ, પાપ નર્ક, ને સારૂં કામ એ આ લોકમાં સુખ મેળવવાના રસ્તા છે તેના ત્રણ દરવાજા એટલે ભક્તિનો તે દેવસ્થાનનો અને નદીએ નહાવાનો; લાંચીઆ ને જુઠી સાહેદી પુરનારા પણ એ રસ્તે જાયછે તે નર્કનો રસ્તો (કેદખાનું;) ને આ લોકનો સ્કુલ ને, પુસ્તકશાળાનો અને દાદ મેળવવા અરજી કરવાનો તે જુઓ. મતલબ કે અમદાવાદમાં ત્રણ દરવાજા છે તેને સ્વર્ગ નર્ક, ને આ લોકમાં જવાના જે ત્રણ દરવાજા તેની ઉપમા આપી છે.

૬ઠો. જ્યાં સુખની અને મન રાજી થાય એવી સામગ્રી મળે તેવો આ કારંજ જો.

---

૧ આવી કલ્પના કરે તેને ઉત્પ્રેક્ષા

૭ મો. શુક્રવારે આ ઠેકાણે સારી શોભા થાય છે (ગુજરી ભરાય છે તે).

## કોઈને હલકો ન ગણવો. ૪૭

પ્રજા—રૈયત. કુટુંબી—કુટુંબના. પરિવાર—છોકરાં છૈયાં. ધનહીણા—ધનાવગરના (ધન+હીણ.) ધનવાન—પૈસાદાર. (ધન+વાન). સમાન—સરખા.

૧લો દોહરો. આ સઘળો સંસાર પરમેશ્વરની પ્રજાછે અને આપણે એક બાપની પ્રજા ને એક કુટુંબી છીએ (મતલબ કે આપણે બધા સગા ભાઈઓ જેવા છીએ.

૨જો દોહરો. કોઇ કાળાને ગોરા, ને કોઇ ધનવાળા ને કોઈ ધન વગરના છે, પણ કોઇને હલકો કહેવો નહીં. પણ બધા એક સરખા છે.

## અવગુણને બદલે ગુણ.

અવગુણ—ગુણ નહીં તે(અવ+ગુણ.) અભ્યાસ(સં)માહવરો. સુવાસ—સારી ગંધ(સુ+વાસ.)કાળ—રીસ. આળ—તોહમત. અજ્ઞાની—અકલ વગરનું(અ+જ્ઞાની). દયાળ—દયાવાળુ.

૩જો દોહરો. સારા માણસની ટેવ એજ છે કે તે અવગુણ ઉપર પણ ગુણ કરે જેમ, સુખડને સળગાવીએ(બાળવા રૂપી અવગુણ કરીએ)તોપણ તે સુગંધ આપે છે.

૪થો દોહરો. નાનું છોકરૂં વાળ ખેંચે પણ રીસ ચડતી નથી તેમ અજ્ઞાની માણસ રૂપી બાળક આપણને નુકશાન કરે તો પણ મનમાં દયાળુ થવું. (રીસ ન કરવી).

# પાંચમી ચોપડી.

## અખાના છપા. ૪૮

અખા કવિએ ચોપાઇના છ ચરણ કરીને તેનું નામ છપો આપ્યો છે. કેમકે છપો એટલે છ પગ અથવા છ ચરણ વાળું કારજ—કામ. (સં) કાર્ય ઉપરથી, ર ય જુદા પડી ય નો અપભ્રંશના નિયમ પ્રમાણેજ થયો). ભક્ષકરે—ખાય. મિથ્યા (સં) —નકામું. પલકે—પલકમાં, (સં) પળ ઉપરથી ઘડીનો સાઠમો ભાગ. બનીઆ—બન્યા, જોડાઅક્ષર છુટો પાડવાનો ગણ માત્રા વગેરે મેળવવા ચાલ પડ્યોછે. જેમ કરયું, આવ્યું, લખ્યું ઈ. ના કરીયું, આવીયું, લખીયું ઈ. લખેછે. રિધસિધ (સં) રિદ્ધિ, સિદ્ધિ ઉપરથી. રિદ્ધિ—દોલત. સિદ્ધિ—મનમાં ધારેલી વાત થાય તે. ચાવતાં રેત= ચાવતાં રેતે. વના—સાએલા. ફના (અ)—નાશ. ઓછુંપાત્ર—હલકા મનવાળો, હલકી બુદ્ધિવાળો.

૧૨મી. ઓળ—અખો કેહેછે કે માયા એવી રીતે ફજેત કરેછે કે તે મોમાં નાખતાં ખાંડ જેવી લાગે છે, પણ ચાવતાં રેત જેવી લાગે છે. (મતલબ કે માયા પેહેલી ગળી લાગેછે પણ ચાવતાં ડવી માલમ પડે છે).

## પ્રાણી ઉપર દયા રાખવા વિશે. ૪૯

પીંડ—શરીર. આપડો—આપણો. મદાંધ (સં)—અહંકારમાં આંધળો, (મદ+અંધ). અવેવ (સં) અવયવ ઉપરથી—શરીરનાભાગ. લગીરતા—લગાર ભાગના અવેવ. ચર્ણ (સં)—પગ

ધોબ—ધબ્બંદેઇને. વિશેષ (સં)—વધારે. વર્ણવો (સં)—કહો. ઘાતની—મારવાની. દીધેલું —દીધેલ ઉપરથી. કાઠીઆવાડમાં કરેલું આપેલું વગેરે । કરેલ, આપેલ વગેરે બોલે છે. વેદના (સં)—દુઃખ .પિછાણીને—જાણીને. પાય—પગ. ઓડીને—ઓડો કરીને તેનું ટુંકામાં રૂપ કરીને વાપર્યુંછે પણ વાતચીતમાં એમ વપરાતું નથી.

ચોથોટુક. આપણો ને એનો બનાવનાર એકછે તેમ તેની ઉદારતાને પ્યાર તેને પણ મેળેલો છે માટે પરમેશ્વરનું આપેલું સુખ ભોગવીને ભલે કરે હરે.

## વિચારી બોલવા વિશે. ૫૦

સુવાકય—સારૂં વાકય, (સુ+વાકય). સદૈવ (સં)—હમેશાંજ (સદા+એવ). વાધે—વધે ઉપરથી. કુવાકય—નઠારૂં વાકય, (કુ+વાકય). લાધે—મળે. ઉચાર-બોલ. વિશ્વ-દુનીઆ. રાજકુમાર-રાજાનો છોકરા, (રાજ+કુમાર). અમૂલ્ય-કીમત નહીં થાય એવું, (અ+મૂલ્ય). મૂલ—કીમત. માનવી—માણસ. વેણ-બોલ. વિમાસશો-પસ્તાશો. છેદ-કાપ. હોયજતો=હોય. જતો,-જતો હોય. હડાકો=હડાક્યો-દોડ્યો. વણશે-બગડશે.

ભમીઓળ. માણસો સારૂં નઠારૂં માન કે અપમાન પામેછે.

૩જો કે માણસો પોપટને ઘેર પાળેછે, ને ઘુડને માળામાં પણ સુખે સુવા દેતા નથી ૧ એ બોલવાનુંજ કારણછે એમ

---

૧ હિંદુઓ એવું માને છે કે ઘુડ, હોલા વગેરે જેના ઘર

જાણીને હે ભાઈ વિચાર કરીને વાણી બોલ.

૬ઠો છંદ. રે માણસ મોઢેથી જે બોલ બોલ્યા તે ફરીથી જેમ થુંકેલું ગળાતું નથી તેમ ગળાતા નથી ને પસ્તાશો એવું નુકશાન થશે માટે વિચારીને વાણી બોલ.

૭મો છંદ. છરાનો કાપ પડ્યો હોય તેનો ઉપાય સુઝે, પણ કુવા કુપનો કાપ કદી રૂઝાય નહીં. જેમ કાચની કોઠી કાણી મટે નહીં તેમ.

૮મો છંદ. સારો કે નઠારો તોપનો ભડાકો હવામાં જતો હોય તેને અટકાવી શકાય નહીં, તેમ ભડાકા રૂપી વાણીનો સારો નઠારો બોલ નિકળ્યો તે અટકાવી શકાવાનો નહીં. માટે હે ભાઈ વિચારીને વાણી બોલો.

## માનો ગુણ. ૫૧

પુત્ર—છોકરો. પોઢી—સુઈ. કડું—કડવું. એનું વિશેષ્ય ઓસડ તે અક્ષર વધી જાય માટે આવ્યું નથી. તાજું—તરતનું. ખાજું-ખાવાનું, ખાજ ઉપરથી. મને—મારે માટે. ખમા-(સં) ક્ષમા. ઉપરથી, માફ કરવું. વાણી આણી એમ નથી બોલાતું પણ વાણી બોલી એમ વપરાય છે. પ્રેમ—હેત. જુક્તિ—રીત, (સં) યુક્તિ ઉપરથી, યનો જ થયો છે. સુક્તિ(સં)—મુવા પછી સુખ. પાપે—પાપપણું (પાપ+એ). આકરી—કઠણ. દાસ—ચાકર. સાટું—બદલો. દેવના દેવ—દેવ (સૂર્યચંદ્ર વગેરે) ના દેવ,

---

ઉપર બોલે, તેને નુકશાન થાય માટે તેને મારીને કાઢી મુકે છે. પણ તે વેહેમ છે.

પરમેસ્વર. દાતા—આપનાર. સમો—વખત. પાડે—મોટે. ગણિતે—હિસાબમાં.

૫ મી ટુક—જેથી તાપને પાપ મટે ને મોક્ષ મળે એવી પરમેસ્વરની ભક્તિ કરવાની રીત કોણ શિખવતું.

જળે માછલીનું ઇ—જેમ જળ સાથે માછલીનું હેત જડયું છે તેમ (જળને માછલી બે જુદાં પડે તો માછલી મરી જાય).

અરે એ બધું ઈ૦—કઠણ ને અસુલી ચાકરી જે મેં લીધી તે એ બધું સારૂં શું ભુલી જઈશ? સદા ચાકર થઇને બદલો વાળી આપીશ.

અરે દેવના ઈ૦—અરે પરમેસ્વર મને મારી મા જેવા ગુણ કરે તેનો બદલો વાળવાનો વખત તું મને હમેશાં આપજે.

શામળભટની સમસ્યા. ૫૨

ઉત્તમ—સૌથી સારો. જામો નરજાતિ, તેણે પેહેરનાર નરને ગળ્યો એટલે ઢાંકયો તેથી ગળાનારનું શરીર શોભે ને તે પેહેર ઘણો ઉમદા માણસ જણાય. ઉત્તમ કુલ(દુધ)થી ઉપજીને, એનો બાપ દહીં, તેનો બાપ દુધ, તેની સાથે વિવાહ કરયો (એટલે દુધમાં છાશ નાખી આધરકે છે તે) ફાળ—કુદકા. મૃગ(સં)—હરણ. શ્વાન (સં)—કુતરો. નાગ—સાપ. નિર્બળ—બળ વિનાની (નિર+બળ). કોલ=કોયલ. તરવાર નારીજાતિ પણ નિર્બળ નથી, કાળી છે પણ કોયલ નથી, દરમાં (મ્યાનમાં)રહેછે પણ સાપણ નથી. પઢતાં=મઢતો—ભણતો. મધુરો—સારૂં બોલનાર. પુર્યો—કેદ કર્યો. (પાંજરામાં.)

### ભલું ભુંડું કરવા વિશે. ૫૩

આશ—આશા. બીજ—જેમાંથી જે વસ્તુ પેદા થાય તે તેનું બીજ, જેમ લડાઇનું બીજ, વિદ્યાનું બીજ. લેશ-લગાર. મનહરનો અર્થ—દુનીઆમાં પ્યાર મેળવનારા મોગરાના બીજ જેવા માણસના મીઠા બોલ છે, અને ખાર મેળવનારા કૌઅચના બીજ જેવા માણસોના કડવા બોલછે. મોગરાના બીજમાંથી કૌઅચ કદાપિ થાય નહીં, તેમ કૌઅચના બીજમાંથી મોગરો ન થાય, એ ઉપરથી વિચાર કરોકે જેવાં બીજ વાવીએ તેવાંજ ઝાડ ઉગેછે, માટે પ્યારને ખાર પામવાનો ઉપાય આપણા હાથમાંછે; તેથી દલપતરામ કહેછે કે દુનીઆના ઉપર દોષ ન ચઢાવવો.

વંદન (સં)—નમસ્કાર. નિંદક—નિંદનાર. સાલસ—સારો, સદ્દગુણી. સુણી = સુણો. વંદે—બોલે. પડછંદો-પડઘો, બોલ્યા પાછળ તેજ સામો અવાજ થાય તે. ખોટું = ખંધું.

ઇંદ્રવિજેનો અર્થ—આપણે કોઇને નમસ્કાર કરીએ તો તે નમસ્કાર કરે, આપણે કોઇને નિંદીએ તો તે નિંદા કરે, સાલસ કહીએ તો સાલસ, ખંધો કહીએ તો ખંધો, ચોખો કહીએ તો ચોખો, ને ગંદો કહીએ તો તે આપણને ગંદો કહે. મતલબ કે આપણે જેવું બોલીએ તેવુંજ સામો માણસ પણ બોલે.

### મહારાણીજીની અરજી. ૫૪

હૈડામાં—મનમાં. હર્ષ (સં)—ખુશી. કરૂણા(સં)—દયા. ક-

લ્યાણ—સારૂં. વિધવિધ-ભાત ભાતનાં, (સં) વિધિવિધિ ઉપરથી. સંહારજો—મારજો. અફળ—ફળવિનાના. (અ+ફળ) વિજયાકુંવરી—વધારે જીતવાળી, (વિ+જયા+કુંવરી) વિક્ટોરિયા એ અંગ્રેજી શબ્દનો અર્થ. વિજય—(વિ+જય) વધારે જય. જગતપતિપણા જોગ—દુનીઆંના ધણીપણા લાયક (જગત+પતિ). અખુટ-ખુટે નહીં એવો (અ+ખુટ). સમય-વખત. સહાય-મદદ. કૃપાનિધિ (સં)-દયાનો ભંડાર (કૃપા+નિધિ) અખંડ—ખંડવિનાનો, (અ+ખંડ), આખો, હમેશ સુધી. સોહાગ—સૌભાગ્ય ઉપરથી સારૂં ભાગ્ય. અથાગ—જેનો પાર નહીં એટલો (અ+થાગ). ઉમંગ—હરખ, ખુશી. અચળ—ચળે નહીં તે. (અ+ચળ). સુજશ(સં)—સારીઆબરૂ(સુ+જશ) (સુયશ ઉપરથી પનોજ થયો). જામજો—જમાવ થજો. ગ્રંથ—પુસ્તક. દીપાવડો—દેખાવડો, શોભીતો. સદગુણી-સારા ગુણવાળી (સત+ગુણી). રાજસમાજ—રાજમંડળ (રાજ+સમાજ). હામ—હીમત. રક્ષા—રક્ષણ. અમરવેલી—મરે નહીં એવી વેલ અટલે નાશ ન પામે એવા વેલા જેને અમરવેલ કહે-છેતે (અ+મર+વેલી). પરિવાર-છૈઆં છોકરાં. જય-જીત.

આખા જગમાં ૪૦—એનો ચોઓ ઇનસાફ આખા જગતમાં હમેશાં થજો.

## પિતાની સેવા. ૫૫

છડો—એકલો. છોટો—નાનો. પોષી—ખવરાવી પીવરાવી.

આભાર—ગુણ. ભલા કેમ ઇ૦—હે પીતાજી એ સારાગુણ તે હું કેમ ભુલું. અંતરે—મનમાં. મુખે—મોઢે. હાજી હાજી—હા હા. શિખાવી-શિખવાડી. ભેદ—સમજણ. અત્યંત-ઘણો લાંબો અંત, ઘણાજ, (અતિ+અંત). પાજી—પ્યાજ એટલે ડુંગળી, પ્યાજ વાળો તે પ્યાજી. જેમ ડુંગળી ખાનારના મોંમાંથી દુર ગંધ નિકળે છે તેમ જેના મોંમાંથી નઠારા શબ્દ (દુરગંધ જેવા) નિકળે તે પાજી. સ્નેહ—હેત. તુચ્છ—હલકી. લા'વ—લા'વો સજ્યા—કર્યા. નિર્ખંતા—જોતા. નેત્ર (સં)—આંખો. નીર (સં)—પાણી જો નિ-હસ્વ હોય ને તે ઊપસર્ગ થઇ શબ્દમાં મળે તો નિરનો અર્થ નહીં થાય, પણ ની દીર્ઘ હોય ને જુદો શબ્દ આવે તો તેનો અર્થ પાણી થાય. આજી—આ. આની આગળ જી ફક્ત પ્રાસ મેળવવા મુકી છે. જગન્નાથજી—જગતનો ધણી, પરમેશ્વર (જગત+નાથજી). હયાતી—હોવાપણું. જીવતા હોવું. પિતુ—પિતાની.

૪ થા છંદ—કદી તમે ક્રોઢી દુખ વેઠીને પણ મને છાતીમાં લઇને (તમ રૂપી) છત્રીથી છાયા કરી, વળી જે અંતઃકરણથી ઘણો પ્યાર આણતા, એ ભલા આભાર તે હે પિતાજી હું કેમ ભુલું?

૬ ઠો—હું મોટા વાંકમાં આવું તો મને રાંક જાણી દંડ દેતાં દયા આણીને દંડ દીધો.

પુરો પાડ ઇ૦—તમારો એ પાડ તો પાજી છોકરો હોય તે ભુલે.

૮ મો. આજ સુધી જે લા'વો લીધો ને હવે પછી જે લેઇશ

તે ગુણ તો હે પિતાજી હું આપનો ગંઠુછું.

૧૦મો. હું આજ સુધી બાળકને અજાણ્યો હતો તેથી આપનો એકે ગુણ મનમાં આણ્યો નહીં; પણ આ બધું હવે હું જાણીતો થયો.

## ચોરીના માલ વિશે. ૫૬

કાચોપારો—માર્યાવિનાનો. વાસીદે—વાસીદામાં. તાલ—સ્ફુજ. તજતાં—છોડીદેતાં. હાલ—તરત. થોભ—અટકાવ.

૧લો. ચોપાઈ. અંનમાં જેવો કાચો પારો ખાવો, તેવું ચોરીનું ધન છે (ફુટી નિકળે). વળી જેમ કાચી હરતાલ ખાવી તેવો ચોરીનો માલ છે(એટલે તે ફુટી નીકળે). જેમ કૌઅચ અડે કે ખુજળી થાય તેમ ચોરીના માલને અડતાં પણ પીડા ઉપજે છે. જેમ કોઇ માણસ જીવતી માંખ ગળે (તે પેટમાં ન રહેમણ પાછું નંખાવો બહાર નિકળે) તેમ ચોરીની લક્ષ્મી પચે નહીં. સમારેલા શાકમાં આખા (સમાર્યા વિનાનું) કોળાનું (અજાણમાં) શાક ન થાય, તેમ વાસીદું વાળે તેમાં સામેલું (અજાણતાં) ન જાય (અને જો જાય તો) જોવા જેવો એલ કહેવાય, તેવો ચોરીનો માલ છે (તે માલમ પડેજ). સાપ છછુંદરને મોઢામાં પકડી, ને તે ગળે તો તરત મરી જાયને છોડી દેતો તરત આંધળો થાય તેવો ચોરીનો માલ છે, એટલે રાખે તો સંતાપ ને નાંખી દે તોય સંતાપ. માળી છીંડે છુટ રાખે (એટલે લગાર મોટું રાખે અથવા જવા આવવાની છુટ રાખે) તો બકરૂં કહાડવા જતાં ઊંટ પેસે. તેમજ ચોરીનો માલ આવવાની

ઘરમાં છુટ રાખે તો થોડી ખાધ પુરતાં મોટી ખાધ પડે. તેની વાત કાંઈ દહાડો ને રાત છાની ન રહે. વાત વાયે ઉડી જાય, જેમ ખીલાડી (આ મોભથી આ મોભ જાય તેમ) તેનો અટકાવ કરતાં પણ અટકાવ થાય નહીં.

## સપુત કપુત વિશે. ૫૭

સપુત—સારો છોકરો (સ+પુત). કપુત—નઠારો છોકરો (ક+કપુત). આપ-પોતાનું. સવાઈ-સવાગણું. કુળ—કુળનું. કલંક-ખામી. પુઠ-પાછળ. વિશ્વ-દુનીઆ. દાતા-આપનાર(ભિખારીનેઅંત). નૂર(અ)-તેજ. સકળ(સં)-બધા. બોળે-દુબાડે. છિદ્ર(સં)—કાણું, ખામી..ખોલે—ઉઘાડું કરે. આધિન—તાબે. થકો—થઈને. મરજાદા—અદબ,(સં) મર્યાદા ઉપરથી યનોજ થયો. બોલબાપીકો ખોળે-બાપનો બોલ પાળે નહીં. ધન બાપનું ખુએ=બાપનું ધન પણ ખુએ.

આધિન થકો ઈ—પારકે તાબે થઈને જે અંન ખાય ને તે બાબતની લગારે શરમ ન લાવે.

## સંપ વિશે. ૫૮

મોઝાર—માંહે. સાતમી વિભકિતનો પ્રત્યયછે તેમજ વિશે, માંય તે ફક્ત કવિતામાંજ વપરાયછે. પેરણ—પેહેરણ, પેહેરવાનું. અતલ-તોલ વિનાનું, ઘણુંજ, (અ+તુલ). મતિ—બુદ્ધિ. અબળ—બળાવનાનાં(અ+બળ). સબળ—બળવાળાં.(સ+બળ). સંપત્તિ—દોલત. જુથ—જથાબંધ.

૭મો. તાંતણો તોડવાની હિમત સૌને હોય, પણ તેનું જાડું (દોરડું કરીએ) તે કોઇ કાપી શકે નહીં.

ઝુંડ—ઝડી, ઝાડનું ટોળું. ઝાડ ટકેછે ઇ.—ઝાડ, ઝૂંડ હોય તેમાં ટકી શકે છે પણ એનલું (પવનથી) ઉડી જાય. ધુકાવે = ધકાવે. છેદ ભેદ—ભાગે કાણાં કરે. નિજ—પોતાની. તસ્કર (સં) —ચોર. ત્રાસ—કેર. મેહ—વરસાદ. પ્રૌઢો—મોટી. રચીએ—કરીએ.

૯ મો.—છોકરા પોતાની પાસે પડેલા પથરાને શા૨ે ને કાપેછે, તેજ પથરાનો કોટ તરીએ તો ચોરની પણ બીક ન રહે.

૧૦ મો દો. વરસાદ થાય ત્યારે તે ધુળને ધસડી જાય તેજ ધુળની મોટી પાળ કરીએ તો તેનું તળાવ થાય (ભેગી કર્યાથી ધુળ પાણીને ખાળે)

ભાગે ભળતાં ૪૦—દલપતરામ કહે છે કે દુખ સુખ ભાગે પડતું ભોગવો.

ટીકા—આ કવિતાના સાતથી દશ સુધીના દોહરા સંપ કરવાથી ગમે તે કામ થઇ શકે છે તેને માટે દૃષ્ટાંતના છે, કે આની પેઠે સંપ કરીએ તો આમ લાભ થાય.

## બોલ્યું પાળવા વિશે. ૫૯

બોલી વાળે— બોલી જાય. નરો—નરનું બહુ વચન, માણસો. વણજવું—બોલ ન પાળવો. ઉરે—મનમાં. સત્યવાદી —સાચું બોલનાર (સત્ય+વાદી) અનાદી—અસલની, શરૂઆત કહી ન શકાય તે (અન+આદી). લબાડી—બકનાર, બો·

લીને નહીં પાળનાર.

૩જો છંદ—નાણું જાય તો ભલે, એનો હું શોક કરતો નથી, પણ વચન ફોકટ બોલશો નહીં. હીંમતથી એવો ટેક રાખો, ને વિચારીને પળાય તેટલા બોલ બોલો.

૪થો છંદ. ઘણા બાહાદુર સાચું બોલનાર સાંભળ્યાછે, કે તેઓ વચનમાં મરી ગયા, એવી અસલની રીત છે. ને તેથી આ જગતમાં તેમની આબરૂ વધી માટે વિચારીને પળાય તેટ-લા બોલ બોલો.

ભસે તે ઇ૦—જેમ ભસે તે કુતરો કરડે નહીં, તેમ લબાડ પણ બોલે તે પાળે નહીં, બકવા કરે એજ લાજ જવા જોગ વખત છે.

લજ્જા(સં)—લાજ. વારી—વખત. સરે—થાય. એજ રંગે=એજ રંગે.—એજ રીતે. સુખ ઇ૦—સુખ થાય કે શરીરે દુખ ઉપજે તોપણ જે રીતે બોલો એજ રીતે રાત દાહાડો રહો. તો લોકમાં ભારે લાભ પામશો. સુતાં ઊઠતાં ઇ૦—સુતાં ઉઠતાં ને બેસતાં સાચીજ વાત કહો, ને જો પળાય એવું ન હોય તો મોટું વચન બોલો નહીં.

બોલતાં=બેસતાં. કોણ=કહેણ—વચન.

## કષ્ટનષ્ટાષ્ટક. ૬૦

કષ્ટનષ્ટાષ્ટક(સં)—(કષ્ટ+ નષ્ટ+ અષ્ટક) દુખ નાશ પામે એવા આઠ પદની કવિતા. આનંદ—ખુશી. કૃપાનાથ—દયાળુ

ધણી, દયા કરનાર (કૃપા+નાથ.) તથાપિ—તોપણ. (તથા+અપિ). આપણી=આપની. કથા—વાત. વૃથા—ફોકટ. વાદ—તકરાર. શિરે—માથે.

૭મો છંદ—હે પ્રભુ સાચામાં સાચો સગો તો તુંજ છે તે સિવાય બધું જુઠું છે તેની શી વાત કહું?

થાપો—મુકો. (સ્થાપો ઉપરથી). આરામ—નિરાંત, સુખ. બાપો—બાપ. શ્રેષ્ઠ(સં)—મોટો. આપદા—અડચણ. શોક સિંધુ—શોકરૂપી દરીઆો. સદ્ય—જલદી. પ્રલે—નાશ કરવું, (સં) પ્રલય ઉપરથી. સર્વથા—સર્વ પ્રકારે. સર્વદા—રોજ. શુદ્ધ—ખબર. સાહ્ય—સહાય, મદદ. વિલાપો—દુખના પોકાર. વિના આપ કો૦—આપ વિના આ દુખના પોકાર કોણ જાણે? માપો—માપ કરો, તોળો. વારે—મદદે. દ્રષ્ટી—નજર. કળાપો—કળકળાટ. વેગ—ઝડપ.

૮મો દો—મોટો વેગ લાવીને(જલદી) મારી વારે ચડો, જ્યારે તમારી દ્રષ્ટી થશે ત્યારેજ શોક નાશી જશે, ને ત્યારે કોઈ પણ કંકાસથી કળાપો કેમ રહેશે?(માટે)હો કૃપાનાથ મારૂં દુખ કાપો. અર્થ—કામ. થીર—અચળ(સં સ્થિર ઉપરથી.)

૯મો દો—આ કષ્ટનષ્ટાષ્ટકે કોઈ પ્રાણી પરમેશ્વરની પ્રાર્થના પૂરા પ્રેમથી કરેતો તેનાં સર્વ કામ થાય ને અચળ ઠેકાણે ઠરે

નામ વિષે. ૬૧

મહિમા—મોટાઈ. વિરલો—કોઈકજ, રણછોડ—દેવાથી છો-

ડાવનાર (રણ+છોડ). નામ ધરાવે ઇ૦—રણછોડ નામ ધરાવે ને (તેજ) વ્યાજ ભરે એ મોટી ખોડ છે.

વનિતા (સં)—સ્ત્રી. સુરજી—સુરજ. જશું—જેવું. પેર—રીત. દામ—પૈસો. મંગળ—શુભકારી. કલ્યાણ—ભલું. દાવાનળ (સં)—વનનો અગ્નિ (દવ+અનળ). પલાણ—પલાણેલા. દુઃખ દાવાનળ ઇ૦—દાવાનળ દુખે તો પુઠ ઉપર પલાણ કરેલું. દેવ કૃષ્ણને ઇ૦—દેવ કૃષ્ણને રામ એ નામ હોય પણ તે શાં કામ કરેછે તેતો કોઈ જાણે નહીં?

પનોતો—ઘણાં છોકરાંવાળો. હીર—રેશમ. સૂત્ર (સં)—સુતર. ધનપાળ—ધન સાચવનાર, કુબેરભંડારી. —ધરણી ધર (સં)—પૃથ્વી ધરનાર, પરમેશ્વર, (ધરણી+ધર). ગિરધર (સં)—પર્વત ધરનાર. (ગિરિ+ધર ઉપરથી). શિખ(સં) શિક્ષા ઉપરથી—શિખામણ. પ્રતાપ—કીર્ત્તિ. મેડક (સં)—દેડકું. નીર—પાણી.

ટીકા. રામે એમાં "એ" છે એનો અર્થ "પણ" થાયછે. જેમ "તમે એ આવજો તમે પણ આવજો" ઇ૦

### આબુનું વર્ણન. ૬૨

વીજ(સં)—વીજળી. આબુ—ગુજરાતની ઉત્તરમાં પર્વત છે. ગિરિરાજ(સં)—પર્વતનો રાજા, મોટો પર્વત(ગિરિ+રાજ). કુંડ—જોગી વગેરે ધુણી ધખાવતા હોય તેનો કુંડ.

૧લો—જેવો આકાશમાં વરસાદ ચઢી આવ્યો હોય તેવો ને

કુંડમાંનો દેવતા વીજળી હોય એવો પર્વતોનો રાજા આબુ-પર્વત આજે દીઠો.

૨જો—પુનમની સાંજના શોભીતા વખતમાં જાણે સૂર્યને ચંદ્ર એકઠ બન્યા હોય નેકોઈ કહે કે દેવનો હાથી જેવો(આબુપર્વત દીપેછે), એવો આજે પર્વતોનો રાજા આબુ દીઠો.

કરી = કદી—કદાપિ. ઝુકી—નમી. સ્વાદુ—સ્વાદ વાળો.

૩જો. કદી ઉપર ચઢીને આંખફાડી જુઓ તો ઝાડના ઝુંડની ઝાઝી ઝાડી ઝુકી રહી છે ને ત્યાં માગ્યો સ્વાદીષ્ટ મેવો મળે, એવો આજે પર્વતનો રાજા દીઠો. નિર્મળાં—મેલ વિનાનાં(નિર્+મળાં). સુગંધી—સારી વાસ વાળો, (સુ+ગંધી). શિળો—થંડો. ઓપે—સારા દેખાય.

મળે માલ ઈ૰—લેનારને(જેવો)લેવો હોય(તેવો)માલ મળે.

૭મો. ત્યાં તેર ગાઉ ઘેરાવાના(એ તળાવને નખી તળાવ કહે છે) તળાવમાં અગીઆર ગામના લોક પાણી પીવા આવે છે. પરાં—વેગળાં. જતાંવેત—જતાંમાંજ. અશાડે પરાં ઈ૰—અશાડ મહિનામાં વેગળાં વાદળાં હોય તે પાસે આવે. ટેવો—ધારો. ધુમાડો ધુણીનો ઈ૰—જાણે તમે ધુણીનો ધુમાડો ધારો એવો આજે પર્વતોનો રાજા આબુ દીઠો. જૈનના—જૈન ધર્મના. આર્બુદા—દેવીછે. ખ્યાત—પ્રખ્યાત.

# છઠી ચોપડી.

## પસ્તાવાનાં કામ કરવા વિશે. ૬૩

છાવરે—ઢાંકે. છાવરે દુષ્ટતાઈ૦—છાની દુષ્ટતા ઢાંકે પણ તે ચૌટે ને ચકલે જાય, પછી તે દુષ્ટ તોફાની પસ્તાવામાં પડે.

ફુલે—ફુલી જાય, જીવીકા (સં)—જેના વડે ગુજરાન ચાલે તે. થોભીને—ઉભો રહીને. જીવીકા વૃક્ષને ઈ૦—જેના વડે ગુજરાન ચાલે તે રૂપી ઝાડને થડે ઊભો રહીને કાપે, પછી ભુખ લાગે ત્યારે તેના દુખથી રડીને પસ્તાવામાં પડે.

ભાવ લેઇ ઈ૦—બરાબર ભાવ લેઈને ભેગ કરીને જે ઘાટ ઘડે તે ધંધો ફુરો થાયછે. ભાખે—કહે. (સં) ભાષ્ય ઉપરથી. પેખી(સં)—જોઈ. ઘડે—ધારણે. મડે—મુડદે. પિતા પુત્રીઈ૦—તે છોકરીનો પાપી બાપ પછીથી પસ્તાવામા પડે. ગંધો—ગંધનું. બહુ વચન. ગુલાબજળ, અત્તર વગેરે.

ફુલ પાન ઈ૦—ફુલ, પાન, ફળ ને ગંધ તે સંભાળે નહીં તો સડી જાય. શિક્ષા (સં)-ઉપદેશ. ૧૨મો છંદ—તાજી ને તીખી બુદ્ધિ શિખો, ને ઉન્મત્તની બુદ્ધિ મુકી ને સાચી શિખામણ શિખી લો એવો દલપતરામનો ઉપદેશ છે,

## સાહસ કામ ન કરવા વિશે. ૬૪

સાહસ—વગર વિચાર્યું. સિદ્ધપુર—પાટણની પાસે સરસ્વતિ નદી ઉપર ગામ છે. મહામતિ(સં)—મોટી બુદ્ધિ વાળો (મહા

+મતિ.) પતિવ્રતા—ધણીના કહ્યામાં રહે એવી, (સં)(પતિ +વ્રતા.) તન—છોકરો, (સં). વિવિધ—ભાત ભાતનાં. નેટ—છેવટ. મયા—માયા, હેત. વચું—વચે. ઉપની—ઉપજી. સજ્યા—(સં) સથ્યા ઉપરથી, પથારી. મોટેરૂં—મોટું. પ્રસવ્યો-થયો, (સં)પ્રસવ ઉપરથી. માનની—સ્ત્રી, (સં). અદકી—વધારે, (સં). સુત—છોકરો, (સં). જુવંતી—યુવતી(સં)ઉપરથી, સ્ત્રી. માત્રા મેળવવા જુવંતી કહ્યા. ઘરસૂત્ર—ઘરસંસાર. રોવરાવતો—રડાવતો. બાંધવ—ભાઈ (સં. બંધુ ઉપરથી). દાવાનળ—વનનો અગ્નિ (સં. દવ+અનળ). દિશ—તરફ,(સં). શિશ (સં)—માથું. કલ્પાંતર[1]—(સં. કલ્પ+અંત)કળાપો, દિલગીરી. વિમાસણ—પસ્તાવો, સોરણ. હર્ષ—આનંદ (સં). દૃષ્ટાંત(સં)—દાખલો.

## અંગ્રેજી મહિના વિશે. ૬૫

સુખધામ (સં)—સુખનું ધામ. ઓજ—ઓળ(ઉ૨૬). અવર—બીજા. ચાર છ નવ ઈ૦-ચોથો, છઠો, નવમો અને અગીઆરમો એ મહિના ત્રીસ દિવસોના અને બાકીના એકત્રીશા ર છે.

---

૧(કલ્પ+અંત)કલ્પ—જમાનો. જમાનાની આખર વખતે જેટલી દિલગીરી થાય તેટલી દિલગીરી. જળ પ્રલય કે બીજા કારણથી પૃથ્વીનો નાશ થાય ત્યારથી તે ફરીને એ રીતે નાશ થાય એટલા વખતને સંસ્કૃતમાં કલ્પ અથવા બ્રહ્માનું વર્ષ કહે છે.

૨ કયો પણ મહિનો કેટલી તારીખનો છે એ જાણવાની ઉ-

બીજે જે=બીજો જે. મૃગશિર—હરણનું માથું (મૃગ+શિર) હરણના માથાને આકારે આકાશમાં ત્રણ તારા છે. આપણા લોકો હરણોના તાગ કહેછે તે. ઈશ્વી—ઈશુનો શક તે.

પમો દો.[૨] હમેશાં ચોથા વરસનો (જેને ચારે ભાગ્યાથી બાકી ન રહે તે વરસનો સૈકડા સિવાય) બીજો મહિનો જે કહેવાય

---

પર કહી તે વિના બીજી રીત આપ્રમાણે છે. આપણા હાથના પોંચાની મુઠી વાળી ઉંધી રાખી આંગળીઓના ઢેકાને તેની વચેના ખાડા ઉપર ગણાય છે એટલે જમણા હાથની ડાબી તરફના અંગુઠાની પાસેની આંગળીના ઢેકા તરફથી જમણી બાજુ તરફ ગણતાં જવું; ઢેકા ને ખાડા થઈ રહે ત્યારે ફરીથી જમણી તરફ ગણતાં જવું. જેટલા મહિના ઢેકા ઉપર આવે તે એકત્રીશા, ને ખાડામાં આવે તે ત્રીશા, પણ બીજા મહિનાએ માટે ઉપર કહેલી રીત યાદ રાખવી.

૨ આ કવિતામાં ૫ દોહરા પછી એક છઠો દોહરો છે જે કવિતામાં દાખલ કર્યો નથી. પણ તેની જરૂર જાણીને તથા તે હવે પછીની આવૃત્તિમાં દાખલ થશે એવી આશાથી આ નીચે લખ્યો છે,

દોહરો.

પણ સૈકાના વરસમાં, અઠાવીશ ગણાય.
દર ચોથા સૈકા વિશે, ઓગણત્રીશ લખાય.

એટલે—સૈકાના વરસમાં (જેમ ૧૮૦૦, ૧૯૦૦ ઈ.) અઠાવીશ ગણાય પણ દર ચોથા સૈકા (જેમ ૧૬૦૦, ૨૦૦૦, ૨૪૦૦ ઇ૦) માં ઓગણત્રીશ લખાય.

જો ઉપલો દોહરો આ કવિતામાં ઉમેરે તો છેલા દોહરાની પેહેલી ટુક આ પ્રમાણે વાંચવી, "એકાદશ આ દોહરા" કેમ કે હવે અગીઆર દોહરા થયા.

તે ઓગણત્રીશનો એમ ગણાયછે.

જુન પાંચમી એ ઈ૦—જુનની પાંચમી તારીખે સુરજ મૃગશિર નક્ષત્ર ને નકી જઈ મળેછે. અકટોબરમાં આળસે ઈ૦—અકટોબરમાં વરસાદ આળસી જાય.

૮મો દો. ઇસવિસનના આંકડામાં ૫૬ મેળવીએ તો વિક્રમનો સંવત આવે, ૧ એવો વિવેક છે. સંવત—શક.

૯મો દો. એ સંવતમાંથી ૧૩૫ બાદ કરીએ તો શાલીવાહનનો શક ચૈતરમહિનાથી શરૂ થાય છે.

---

૧ ગુજરાતી કયા મહિનામાં અંગ્રેજી વર્ષ બેઠું એ જાણવાની જરૂર હોય તો તેની રીત આ પ્રમાણે છે.

શિર્ષા છંદ.

૧૧ ૨૨ ૩૩ ૪૪ ૫૫ ૬૬ ૭૭ ૮૮ ૯૯ ૧૧૦ ૧૨૧ ૧૩૨ ૧૪૩<br>
પા મા પા પો માં પા પો, મે પા મા પા પી મા<br>
૧૫૪ ૧૬૫ ૧૭૬ ૧૮૭ ૧૯૮ ૨૦૯<br>
પી, પા મા પા મા માં સ્થાપી, ત્રેસઠાથી અધાપી. ૧

સમજણ.

ઉપલા છંદમાં સ્થાપીની પેહેલાંના દરેક "પ" (તેને કાનો માત્રા વગેરે હોય તો પણ) તે ઠેકાણે પોષ, ને એજ પ્રામણે "મ" ને ઠેકાણે માગશર સમજવો.

સ્થાપીની પાછલા દરેક "પ" ને "મ" ઉપર ૧૧, ૨૨ એમ અગીઆર અગીઆર ચઢતા આંકડા મુકેલા છે તે, તે મહિમાની તિથિ સમજવી એટલે તે તિથિએ વરસ બેસે, જો ત્રીશ ઉપર થાય તો તેને ત્રીશે ભાગતાં જે વધે તે તિથિએ. જે

## મરણનો ભય છે માટે પ્રભુને ભજવો. ૬૬

ભોજા ભગતની કવિતા. (ચાબખા)

ચાબખા (ફા. ચાબુક ઉપરથી)—એ છંદ નથી પણ પદના રાગમાં ગાવાની કવિતા છે. ચાબખા એટલે જેમ ઘોડાને ચાબખો હોય તો પાંસરો ને બરાબર ચાલે તેમ માણસને ચલાવવાને શિખામણ રૂપી ચાબખા. ગમે તે રાગમાં ચાબખો કરી શકાય, પણ ભોજા ભગતે ઘણું કરીને એકજ રાગમાં કર્યા છે'

મંગળ—સારૂં, ભલું (સંસ્કૃત). ગાઈ—ગાય, (ગાવું); પ્રાસ મેળવવા ગાઈ લખ્યું છે. બંધવ—ભાઈ. અળગી—વેગળી. કંથ (સં)—ધણી. અજબ (અ)—અજબ કરે એવા. છત્રપતિ (સં) —છત્રનો ધણી, જેના ઉપર છત્ર ધરાય તે, રાજા (છત્ર+પતિ). શ્રીફળ (સં)—નાળીએર. સેજ—સુવાનો પલંગ, સય્યા ઉપરથી. કાષ્ટ (સં)-લાકડું. સ્નાન કરવું (સં)—નહાવું. વિસાર—વિસરી જ-

---

મ ૧૧૦ તો તેને ત્રીસે ભાગતાં ૨૦ વધે એટલે માગશર મહિનાની વીશમી તિથિ એટલે વદ પાંચમે.

કયું વરસ તે જાણવું હોય તો અરાડ ત્રેસઠથી શરૂ ગણવું. એટલે જે પેહેલો "પ" તે અરાડ ત્રેસઠને માટે. અરાડ ત્રેસઠનું વરસ તે પોષ શુદ ૧૧ ને દિવસે. બીજો અક્ષર "મ" તે ૧૮૬૪ ને માટે, એટલે એ વરસ માગશર મહિનાની ૨૨ મી તિથિ, વદ ૭મે ઈ૦ આ પ્રમાણે ઓગણીશ વરસ સુધી ઓગણીશ અક્ષર ચાલશે. ૧૮૮૧ સુધી. પછી ૧૮૮૨ ને માટે ફરી પેહેલેથી ગણવું. તેમજ પાછલા વરસને માટે પાછલાં ઓગણીશ વરસનું શરૂ ગણવું. ઈ૦

ધું. (નામ). ગોખ (સં. ગોક્ષ ઉપરથી)—ઝરૂખા, ગોખલા.

૩ જો બોલ. બેની કહે છે કે મારો બંધવ, અને ભીડ પડે ત્યારે ભાઈ કહે છે કે મારો બંધવ.

## અવગુણ વિશે. ૬૭

ગાનતાન—ગાવું ને તાન લેવો. ગુલતાન—તેમાંજ મંડ્યા રહેવું. નાદાન (ફા)—મૂરખ. વેશ—રૂપ, ઘાટ. નરેશ (સં)માણસનો ધણી. રાજા (નર+ઈશ). શિર કેશ (સં)—માથાના વાળ (શિર+કેશ). લવલેશ (સં)—લગાર.

૧ લો દો—જેને ખાવા પીવાનુંજ ભાન હોય ને તે ગાન તાનમાં મગન રહેતો હોય અને જ્ઞાન વિના વિદ્વાનનું માન ધરતો હોય તો તે નાદાન જાણવો.

૨જો. માથાના સારા વાળ કરીને રાજાનો વધારે વેષ લીધો, પણ જો લગાર પણ દેશ (તાબે) ન હોય તો એ વેષ હમેશ સુધી ટકે નહીં.

રાજસમાજ (સં)—રાજ મંડળ (રાજ+સમાજ). પતરાજ—પતરાજી, બડાઈ. કાજ—કામ, (સં. કાર્ય ઉપરથી. તાજ (અ)—મુગટ. ખાટવા—નફો મેળવવા. કુડે—ખોટે, જુઠે.

૩જો દો.-રાજ મંડળમાં આજને આજ લાજ મેળવવાને ઈચ્છી, નેપતરાજીથી કામ કરે, ને તે દગાખોરનો તો ઉપરી હોય.

૪થો. વાટમાં જઈને હાટ માંડે ને જુડે કાટલે નફો મેળવવા નેધનને માટે ઘાટ ઘડે, પણ ધનને સાટે દાટ વળે (જણવવાથી

દંડ વગેરે થાય ત્યારે). પ્રમાણ—જાણ, માન. માણશે—ભોગવશે. લા' ણ—નફો, લા' વો. હાણ—નુકશાન.

પમો દો.—જે શાણપણું રાખે નહીં તેજ અજાણ જાણવા, ને તે માણસપણું નહીં રાખે તો તેના નફાની હાણ જાણવી. ભાત ભાત ઇ૰—માબાપની ભાતભાતની સારી શિખામણ માને નહીં. જામ—રાજા. તે ઉપરથીજ કાઠીઆવાડમાંના નવાનગરના ઠાકોરને જામ કહે છે. આમ મુરખનો ઇ૰—આ રીતે મુરખનો રાજા હીમતથી દામ મેળવે. તજાય—જતી રહે, મુકાય. જાય સુકીર્તિ ઇ૰—સુકીર્તિ જતી રહે તેવી જગાએ જાય. જાર—વ્યભિચારી. જંજાળ—જાળ. કાળઝાળ—મોતની ઝાળ.

૯મો દો૰ ખૂબ એદીખાઇ કરનારને વ્યભિચારીનો સરદાર એ બંને જણા અવતાર લઇને પાપનો ભાર ભરે. પણ જગારે સાર લે નહીં,

પ્રબળ (સં)—વધારે બળ, જોરાવર (પ્ર+બળ). અકળ(સં)—કળાય નહીં એટલું (અ+કળ). તન (સં)—શરીર. ભૂતળ દત્ત (સં)—પૃથ્વીના તળ ઉપર આપેલું (ભૂ+તળ+દત્ત).

૧૦મો દો. હે બાળક દુરગુણ બાળજે, ને આ દુનીઆ રૂપી જંજાળથી સાવચેત રહેજે, તો ગરીબનો દયાળ ને પાળનારો પરમેશ્વર તારી મોતની ઝાળ ટાળશે.

ચપળ—જતાં રહે એવાં. અચળ નહીં—નાશ નહીં પામે એવાં નહીં, એટલે નાશ પામે એવાં(અ+ચળ+નહીં).

૧૧મો દો. બળવાન બુદ્ધિ. કળાય નહીં એવું શરીરનું બળ અને જગ ને ફળ, પૃથ્વી ઉપર જે આવે છે તે બધું દલપતરામ કહે છે કે વાદળાના જથા જેવું ચપળ છે પણ અચળ નથી. (મતલબ કે તે બધું નાશવંત છે).

## ધનવંતના ધર્મ વિશે. ૬૮

નિર્જળ(સં)-પાણીવિનાનાં(નિર+જળ). નવાણ—પાણી રાખવાની જગા વાવ, કુવા, તળાવ વગેરે. સદ્ય(સં)—જલદી. ધીંગી—મજબુત. નિવારો—મટાડો. જુના=જુનાં. વિશાળ—મોટી. આદરવી—કરવી, કરવા માંડવી. ઔષધશાળા—ઔષધ મળે એવી જગા, દવા ખાનાં, ઈસપિતાલ, (ઔષધ+શાળા). દયા ભરીને—દયા લાવીને. ભિખારી—ભીખ માગી ખાનાર, ભિક્ષા+અહારી=ભિક્ષારી ઉપરથી. જાળવું—બચવું,

૫ મી.—ભીખારી જોઈને દયા લાવી, બોલો ને રોટલી નો કડકો નાંખીને તેને ભીખારીને ભીખારી ન રાખો, પણ જેથી હજારો ઉદ્યોગના ઉદ્ધાર થાય એવાં કામ કરો એ ધનના ધણી તમારો ધર્મ છે.

૬ઠી —જેનાઅંગ ગળીને બળી ગએલાં હોય તેવા ને આંધળા કે જે ધીરજ રાખીને ધંધો કરી શકતા ન હોય તેના પાલનને સારૂ પુંજી ખરચ ખાતે ઉધારો. શિરસ્તો—ચાલ, રીત. રચો (સં)—કરો. ધીર (સં)—ધીરજવાન.

૭મી.—કવિની પાસે કાવ્યની કળા કરાવો ને ધીર એવું ધ-

ણા જુગ સુધી નામ ધરાવો. અરે માણસ આવો વખત જડ-વાનો નથી માટે દલપતરામ કહે છે કે સારો લા'વો લો.

જુગ (સં)—યુગ ઉપરથી. દુનીઆના એક જમાનાંમાં રાજ વગેરેનો મોટો ફેરફાર થાય તેને યુગ કહે છે.

## ઈશ્વર પ્રાર્થના. ૬૯

ભૂમિ= ભૂ (સં)—પૃથ્વી. ગિરિ (સં)—પર્વત. વંદુ—નમસ્કાર કરૂં. અવિનાશ (સં)—જેનો નાશ નહીં તે, અખંડ, પરમેશ્વર (અ+વિ+નાશ). રૂતુ =ઋતુ (સં)—છ ઋતુ છે. દર બબે મહિને ઋતુ બદલાય છે. કારતગ માગશરમાં હેમંત. અને ત્યાંથી દર બબે મહિને અનુક્રમે શિશિર, વસંત ગ્રીષ્મ, વર્ષા ને શરદ એ રીતે છ ઋતુ છે. પર ઉપકાર ચતુરાઇમાં =ચતુરાઇ પરમાર્થમાં. પરમાર્થ—સં. મોટું કામ. (પરમ+અર્થ). પરમેશ(સં)—મોટો ધણી, પરમેશ્વર. (પરમ+ઈશ). ઉદેશ (સં)—મુખ્ય મતલબ. એજ કરવ ઉદેશ–મારી પેહેલી મતલબ એજ કર કે હું સદગુણમાં હરઘડી રમું. સતનામ (સં)–સાચુંનામ (સંબોધનછે). (સત+નામ). કરગરી કહું ઇ૦–ઓ સાચા નામ હું કરગરીને કહુંછું.

## ઈશ્વર સઘળું જુએ છે.

તીક્ષણ(સં)–તીણી, ઝીણી. ખુણ(સં કોણ ઉપરથી)–ખુણો.

૧લો. દો–હે હરિ તેં સર્વ શક્તિ ધરેલી છે. દીલ રૂપી ગુફામાં કે બહુ ખુણામાં વાતો બને તોપણ તું તે તીક્ષણ આંખથી જુએ છે.

ગુપ્ત (સં)—છાનું. નિહાળતો—જોતો. ભાણ (સં ભાનુ ઉપ-

રથી)—સૂરજ. જબરો જગનો ભાણ—જગતનો મોટો સૂરજ, ઇશ્વર. ભણું—બોલું, કહું. કરડાં (સં. કડ ઉપરથી)—આકરાં, ક્રોધી. નેણ—આંખ, (સંસ્કૃતનયન ઉપરથી).

૪થા.—પુણ્ય પાપના જે જમે ઉધાર અહીં કર્યા હોય તે સૌ મુવા પછી ધનસાફમાં વંચાય છે.

ઓ=અરે. બેશરમાં-શરમ વિનાના, નિર્લજ.(બે+શરમાં) (ફા. બેશર્મ ઉપરથી). શુભનામ (સં)-સારા નામ વાળો. (શુભ+નામ)

પાપ વિચારૂં નહીં કદી=પાપ કરૂં હું નહીં કદી.

## મુરખ રાજા વિશે. ૭૦

પુરી—મોટા શેહેરને કહે છે, નગરી. ગંડુ—ગાંડો. પેલો—પેહેલો. ખાટયો—જીત્યો, બીજાને છેતરી આવ્યો, કાઠીઆવાડમાં ઘણો વપરાય છે. શાહ (અ)—શહુકાર. એક વાસો વસી જે—એક દિવસ રહીએ. ખાસો—સારો. તાજા—માતા, જાડા. તસ્કર (સં)—ચોર. દ્વાર (સં)—બારણું. તે ઉપરથી બાર થયા છે. દાદ—ફરીઆદ. ઠારે—જગાએ. ઉચાર (સં)—બોલ.પુરપતિ (સં)—ગામનો ધણી, રાજા. (પુર+પતિ). ફળ—શુળી ઉપર જે લોઢાનું ધારદાર પાનું હોય છે તે. ભૂપ—પૃથ્વીપતિ, રાજા. (ભૂ+પ). પ્રસંગ-આગળ. અધિપતિ (સં)—મોટો ધણી, રાજા(અધિ+પતિ). પ્રતાપ(સં)—કીર્ત્તિ. આંચ (સં)—દુખ. તહાંજે ઇ૦—ત્યાં એક ગુરૂ ને એક ચેલો એ બે જણ જઈ ચડયા.

## નિતિના છુટક છપા. ૭૧

### વિદ્યા લક્ષ્મીનો મુકાબલો.

લાછ—લક્ષ્મી. તળાશી—ઓળશી. સદ્વિદ્યા (સં)—સાચી વિ-
દ્યા (સત+વિદ્યા). શિરોમણી (સં)—માથાનો મણી (શિરઃ
+મણી). પામર—બિચારા. પ્રૌઢા (સં)—મોટા.

### સહુસા કામ વિશે.

સહસા—ઉતાવળથી, વગર વિચાર્યું. વાહ્યા છેતરાયા. સત-
વાદી—સચું બોલનાર (સત+વાદી). જશવંતા—જશવાળા
(સં. યશવંતા ઉપરથી) (જશ+વંતા). પાણીઆ (સં. પાષાણ
ઉપરથી)-પથર. કૃત (સં)-કામ. મરજાદ-અદબ (સં)મર્યાદા
ઉપરથી. અચિંત (સં)-ધાર્યાવિનાનું, ઓચીંતુ (અ+ચિંત).

### ગુણ મળતા વિશે.

વામે(સં વમન ઉપરથી)—કહાડી નાંખે. સેજ—સેહેજ. છેલી
ટુકમાં જઈ મસે=જઈ બસે.

### બીકણ વિશે.

તાતિ—તિવ્ર, તિક્ષણ. ઘાવ (હિં)—ઘા. વાટ=વાટેથી

### જીવતાને સઘળું મળે છે.

ભદ્ર(સં)-સૌથીસારૂં. ભદ્રા-કલ્યાણ વાળી સ્ત્રી. ભદ્રાની વાત-
માંથી આ છપો લીધોછે, તેમાં ભદ્રા એના ધણીથી છુટી પડી
ત્યારે એને શિખામણ દાખલ ભદ્રા દ્વીઅર્થી શબ્દ વાપરી કહ્યું કે
"જીવતો નર ભદ્રા પામશે." ટાળો કરો-મુકી દો. વિસારોદો.

## વણિક વિશે.

સોતું—સાથે. સુલતાન (અ)—પાદશાહ. તુલે—તોલે. સુલતાન તુલે ઈ૦—પાદશાહ બરાબર શાહ છે.

## ટેવ પડી તે ટળે નહીં. ૯૨

શિલા(સં)—પથર. શ્વાન(સં)—કુતરો. શિલા શ્વાન ઈ૦—કુતરાની પુછડી પથરા સાથે સાંધીને. અઢાર એ વિશેષણનું વિશેષ્ય અંગછે. (ભૂ+તળ) પૃથ્વીનું તળ, પૃથ્વી ઉપર. આભ—આકાશ. ભાળી—જોઇ. જુઓ નાગની જાતની ઈ૦—જુઓ નાગની ટેવ[1] એવી છે કે જો પ્રેમથી પેર પાળીને રાખીએ, તોપણ રીઝે તો રમે ને ખીજે તો ડસે.

પુષ્પ (સં)-ફુલ. પુંજ (સં)-ઢગલો. પુરા પુષ્પના પુંજમાં ઈ૦—ફુલના ઢગલામાં હીંગ પેસે પણ હીંગને ફુલનો પાસ નહીં બેસે

પમો. કોયલાને સાબુવાળા કરી દુધમાં બુએ તોપણ તે કાળાજ હોયછે; એ કાળી જાત કોઈ દિવસ મટવાની નહીં. થાભે (સં) થંભન ઉપરથી-અટકાવે. શાવડે=શા વડે-શા થકી.

દડો. પાણીનું પુર જતું હોય, તેને કહો કે, કોણ અટકાવે? અને નેવાનું પાણી શા વડે મોભ ચઢે? કોઇ ખાળમાં ખાળી રાખે તો રહેશે. (કેમકે તેને નીચે ચાલવાની ટેવછે). લઘુ (સં)-નાનું. વૃક્ષ (સં)—ઝાડ. છોટાપણે—નાનપણે. કુડી કે રૂડી

---

૧ ટેવ બે પ્રકારની એક સ્વભાવિક ને બીજી પડેલી. તેમ આ પાઠમાં ઘણું કરીને સ્વભાવિક ટેવના દાખલા છે.

ઈ૦—કુડી કે રૂડી, દુષ્ટની કે દયાળી, જેવી ટેવ પાડી હોય તે ટાળી કેમ ટળે? ક્રિયા (સં)—કામ.

૮ના (છંદની પેહેલી બે ટુકો ઉપલા સાથે સંબંધ રાખે છે એટલે) છોટાપણામાંજ ક્રિયા કેળવો ને તેમાં ગુણ મેળવો; નીતિ મેળવો ને તેમાં જીવ હેળવો. (આમાં ફકત પ્રાસ મેળવાવજ એક જાતના શબ્દ વાપર્યા છે).

## વિદ્યા વધારવા વિશે.

મચે—મંડે. ચહો—ચાહો. શુધ (સં)—ચોખી.

૧લો—બાગમાં ઝાડનાં ઝુંડ થવાને પેહેલેથીજ પાણી પાવાને મંડેછે તેમ જો તમે સૌનો સારો હાલ થવા ચાહાતા હોતો સુધારો થવાને સારી વિદ્યાનો વધારો કરો.

૨જો—સારી વાડ કરીને જેમકુયારો કરોછો તેમ કૃપાળુ થઈને નિશાળો કરાવી સર્વના સુખનાં બીજ વાવો.

૩જો—ચાવણું ચાવવાને દેવે દાંત કર્યા, ને માબાપ જેવાએ જ્ઞાન આપ્યું (તે જેમ પાળનારા છે) તેમ જે પુરો ભણાવે તે પણ ખરો પાળનારો છે.

પઢેલો—ભણેલો. જુઓ જેવડે ઈ૦—જુઓ જેવડે હજારો જીવ જીવેછે. ઠોઠ—મૂર્ખ. ઠાલો—(વિદ્યાથી) ખાલી.

૬ઠો—જે મૂર્ખ વિદ્યા વિનાનો હશે તે ઠગાઈ જશે, માટે દુખમાં દુબતો દેખીને તેનો તમે હાથ ઝાલો, ને તમે પાર તરી ઉતરીને તેને ઉતારો.

ઉમો—જે લખે ને વાચે એજ દેખતો છે (નહીં તો આંધળો) ને જે ભણી જાણે એજ જીભ વાળો છે (નહીંતો મુંગો). એવો સ્ત્રી પુરૂષનો ધારો જાણવો.

કદી કે—કોઈ દિવસે પણ. જન્મઆરે=જન્મ મારે. પછી માનસે ઇ૦—પછી આ મારો જન્મ ઠીક છે એમ માનશે. કથી—કહીને. કથ સંસ્કૃત ધાતુ છે.

## દમયંતી નળનો વિયોગ.[1] ૯૪

દમયંતી—વૈદર્ભ દેશના ભીમક રાજાની છોકરી અને તે ઉપરથી એને વૈદર્ભી પણ કહે છે. નળ—દમયંતીનો ધણી, નૈષદ દેશના વિરશેના રાજાનો છોકરો. વૈદર્ભ દેશને હાલ કેટલાએક વરાડ કહે છે, અને નૈષદ દેશને હાલ બંગાળાનો કોઇ ભાગ કહે છે. રામગ્રી—છત્રીસ રાગમાંનો એક રાગ છે. વિયોગ—જુદાઈ. વલવલે—વલખાં મારે. ભામની (સં)—સ્ત્રી.

એકલડી—એકલી. જીભના જીભલડી, રાતના રાતલડી તેમ એકલીના એકલડી એમ કવિતામાં કરવાનો ચાલ છે. રસના (સં)—જીભ. શુદ્ધ—ખબર, ભાન. આંખડી—આંખ ઉપરથી થયા છે, કોઇ આંખલડી પણ વાપરે છે. નયને (સં)—આંખે.

---

૧ નળ દમયંતીની આખી વાત પ્રેમાનંદ કવિએ ગુજરાતીમાં કરેલીછે તેમાંના ૬૪ કડવામાંનાં આ બે ૩૭ ને ૩૮ માં છે. નળ, દમયંતીને વનમાં મુકી ગયા પછી દમયંતી એકલી વનમાં ભટકે છે ત્યાંથી આ વાત ચાલે છે.—

રૂધીર (સં)—લોહી. શોણિત (સં)—લોહી. ગરાડ—મોટા. અશુધે ઉર ધ્૦—વાઘ ખરાડા પાડે, તોપણ મન ભાન વિનાનું છે તેથી ધડકતું નથી. ખોય—ખોહ, ગુફા. રાફ—સરપનું મોટું દર. ઘોય—ઘો જનાવર. ટુકને છેડે કોઈ કોઇ શબ્દની આગળ "ય" મુકાય છે, જેમ જોના જોય, સદાના સદાય, અથવા "ય"નો અર્થ "પણ" થાય છે. પ્રીછ—ખબર. ફાલુ—ફાઉડી. છીંકારેવાં—હરણ. ચીતરા—કાબરચીતરા વાઘ. પંથ-રસ્તો. સીમળ-સીમળો. એખરો, સાદડી, શેકટી, બોરડી, કુંટાળી એ બધાં ઝાડ છે. ચરણે—પગે. કામની (સં)—સ્ત્રી. અંગશુ—અંગસાથે. રૈણી (સં)—રાત. પ્રીછે—જાણે. ઉદક (સં)—પાણી. નિદ્રા (સં)-ઊંઘ. સુવન-સુવાનું. નૈષદ નાથ—નૈષદ દેશનો ધણી, નળ. (નૈષદ+નાથ). વ્યાકુળ (સં)—આકળામણુ વાળો. દેહડી—દેહ. નાથે-ધણીએ. પટકુલ (સં)—લુગડું. નાથે ફાડયું પટકુલ—ધણીએ લુગડું ફાડયું. એટલે જ્યારે એકેક વસ્ત્ર પેહેરી બંને જણ વનમાં ગયાં, આગળ જતાં ભુખ લાગ્યાથી નળે એક બગલાની ઉપર પોતાનું લુગડું કહાડી તેને પકડવા નાંખ્યું તે લઈ બગ ઉડી ગયો, નળ પાસે બીજું વસ્ત્ર ન હોવાથી દમયંતીએ પોતાનું અરધું વસ્ત્ર આપ્યું એ રીતે બંને જણ એક વસ્ત્ર પેહેરી ચાલ્યાં. રાત પડી ત્યાં સુઈ ગયાં, હવે નળે તો દમયંતી માછલાં ખાઈ ગઈ એવો વેહેમ હોવાથી તેને વનમાં એકલી મુકવાનો નિશ્ચય કર્યો હતો તેથી દમયંતી ઊંઘી ગયા

પછી ત્યાંથી છરી ખોળી કહાડી અડધું વસ્ત્ર ફાડી પોતે ચાલતો થયો, એટલે અડધું અડધું વસ્ત્ર બંને પાસે રહ્યું.

ધીર—ધીરજ. ઊલટ—હોંસ. ભાળ—ખબર. કટ (સં) કટિ ઉપરથી)—કેડ. સાર્દુલ—વાઘ. વૈદરભી પુછે વહાલ—વૈદરભી પુછે કે હે વહાલા નૈષદ દેશી તને વાટે મળ્યા? નૈષદ દેશી—નૈષદ દેશનો, નળ. (નૈષદ+દેશ). સાવજ વાઘ વનદેવી—વનમાંની દેવી. દમયંતી. દ્રુમ—ઝાડ. તરૂપતિ--ઝાડનો ધણી. (તરૂ+પતિ) મોટું ઝાડ. પુછ્યું ઊંચા દ્રુમને ઇ૦—મોટા ઝાડને પુછ્યું કે તારી ગગનમાં ડાળી ગઈછે માટે હે ઝાડના રાજા મારી વતી જોકે કહીં રાજા દેખાય છે? પુણ્ય શ્લોક—(સં) પવિત્ર કીર્ત્તિ વાળો, નળ.(પુણ્ય+શ્લોક). પરહરી—તજી. અજગર—સાપની જાત છે, મોટો સાપ. વિકાશી—પોહોળો કરી. જાનુ—ઝાંગ. અધીર-ધીરજ વિનાનો. (અ+ધીર). અક્ષ-આંખ, (સં) ચક્ષુ ઊપરથી). શોષ-સુકાણ. પારધી-શિકાર કરનારો. શ્યામા (સં)-સ્ત્રી. સાહી-પકડેલી. જુગત-જુકિત, (સં) યુકિત ઊપરથી. પતિ-સ્ત્રી.

## વિકટોરિયા રાણી વિશે. ૭૫

દેવના દેવ—પરમેશ્વર. તતખેવ (સં તતક્ષેવ)—તરતજ. નવીન—નવું. તાજમાં—મુગટમાં. ભરપુર ખુબ ઇ૦—જેના મનમાં ભરપુર ચતુરાઈ ભરેલી છે. કસુર—ખામી. ભષ્ટ (સં)—તહારા. આજમાં—આજે. પુષ્ટ—જાડા.

૩ જો—દુષ્ટતામાંજ રાજી રહી, જેઓ માણસોને દુખ દેછે

ને નઠારા વિચારમાં ફરતા ફરે છે એવા જે આ સંસારમાં છે તેનો સંહાર કરનાર આ વખતમાં હે પરમેશ્વર તુંજ છે.

છળવું—છેતરવું. ખળ—ઠગ. ઝપટ—બધા. ચપટ-ચપાટ, જમીન બરાબર. વાજમાં—વેગમાં. શુદિ—શુદપખવાડીયું. રિપુ-શત્રુ. નિરમૂળ-મૂળવિનાનાં. (નિર+મૂળ) નાંખો વાજમાં=નાંખી વાજમાં. છાજ—છાપરા ઉપર ઘાસ વગેરે નાંખે છે તે.

૫ મો—જેમ શુદ પખવાડીઆમાં ચંદ્રનું તેજ રોજ રોજ વધતું જાયછે, તેમજ મહારાણીનું તેજ પણ તારી વડે વધતું રહે, ને શત્રુના કુળને જેમ છાજમાંના છોડવાઓ મુળ વિનાના હોય તેમ મુળ વિનાના કરી નાંખજે.

મનોરથ—મનનુંકામ.(મનઃ+અર્થ). સકળનો અપભ્રંશ સઘળાં. જામજો—જમાવ થજો. નિર દોષ—દોષ વિનાનો, (નિર+દોષ). નિશ્ચળ—ખસે નહીં એવો. ((નિઃ+ચળ) પ્રતિ—દરેક. જયકાર—જીત કરનારી, જીત થાય એવી. (જય+કાર). ગાજ—અવાજ. રચેલ—કરેલ. કરીએ અમે ધ્૦—એના ગુણનું ગાયન અમે લાંબે સ્વરે ગર્જનામાં કરીએ.

**ગુજરાતમાં વિકટોરિયા[1] રાણાનું રાજ સ્થપાયા વિશે. ૯૬**

સંવત—વર્ષ. શુભે સંવતે ધ્૦—શુભ સંવત ૧૯૧૫માં. ગુર્જરી

---

[1] પેહેલાં હિંદુસ્તાનમાં વિલાયતની ઓનરેબલ ઇસ્ટ ઇન્ડિયા કંપની રાજ ચલાવતી હતી, પણજ્યરે ૧૮૫૭માં નાના સાહેબ નો બળવો થયો, ત્યારે તેની પાસેથી રાણાએ રાજની લગામ પો-

—ગુજરાતની. ગુજરાતની રાજધાની અમદાવાદ. છાજે—શો-
ભે. જડે રિદ્ધિ કે ઇ૦—જેમ રિદ્ધિ કે સિદ્ધિ જડે ને જેવો આ-
નંદ થાય, એવો સર્વને મન આનંદ થયો. વિવાહથી પણ મોટો
વાર હોય એમ શોભે, એવું રાણીજીનું સારૂં રાજ આજે થયું.

શાહીબાગ—શાહજહાંન બાદશાહનો બંધાવેલો શેહેરથી ઉ-
ત્તરે એક ગાઉ ઊપર સાબરમતિ નદી ઉપર મેહેલ છે તે. વધાઇ
—વધામણી. રાણીનું રાજ થયાની જાહેરખબર. થોક—જથો.
ઉઠી ગર્જના ઇ૦—તોપને અવાજે ગર્જના ઉઠી.

ઓપી—શોભી. રહ્યા અક્ષરો ઓપી ઇ૦—એમાં એટલે દી-
પ માળામાં જે અક્ષરો રચ્યા તે શોભી રહ્યા; હીમાભાઈ ઇન્સ્ટી-
ટયુટના મકાનની બારીમાં લુગડા ઉપર અંગ્રેજી God save
the queen "પરમેશ્વર રાણીનું રક્ષણ કરો" એવા મોટા
અક્ષર લખ્યા હતા તે બહારથી જોનારને સારા દેખાતા હતા.
રાજ મેહેલ—(રાજ+મેહેલ) રાજાનો મેહેલ, પણ આ ઠેકાણે
કલેકટરનો બંગલો, કેમ કે અમદાવાદમાં હાલ રાજા કલેકટરજ કે-
હેવાય. નિવાજવું-બક્ષિસ કરવું. કવિને નવી ઇ૦—કવિને નવી
પાઘડી શાલ બક્ષિસ કરી, એટલે કલેકટર મી૦ હેડોસાહેબને હા-

તાના હાથમાં લીધી. તેની વધામણી સન ૧૮૫૭ના નવેંબર મા-
સની તારીખ ૧લી, સંવત ૧૯૧૫ના કારતગ શુદ ૧ને રોજ અ-
મદાવાદમા વંચાઇ, તે વખત દરેક ગામમાં આનંદ ઓત્સવ થયો
હતો. મોટાં ગામોમાં અંગ્રેજી અમલ દારોએ જાહેર ખબર
વાંચી હતી

થે નગરશેઠ પ્રેમાભાઇ હેમાભાઇની તરફથી રાણીના છંદ કહેવડા-
વી કવિ દલપતરામ ડાહ્યાભાઇને શાલ ને પાઘડીનો શિરપાવ તે
સભામાં આપ્યો હતો. તક—વખત. દિસે જાણીએ દૈત્યનો ઇ૦—
જાણે દૈત્યનો દેશ દાઝતો હોય એવું દીસે. દૈત્યનો દેશ—લંકા.
ઉત્સવનો અપભ્રંશ ઓછવ.

## આતસબાજીનું વર્ણન.

આતસબાજી (ફા)—દારૂખાનાનો ખેલ. આતસ—અગ્નિ.
બાજી—ખેલ. અળગી—વેગળી, ક્યાં=કાં. વ્રજદેશ—ગોકુળ,
મથુરા ને વંદ્રાવનની આસપાસનો મુલક. જ્વાળ મુખી—જેના
મોંમાંથી જ્વાળા નિકળે તે(જ્વાળ+મુખી). લોચન—આંખ.
ત્રિલોચન—(ત્રિ+લોચન) ત્રણ આંખવાળો, મહાદેવ કેમકે એ-
મને ત્રણ (સૂર્ય, ચંદ્રને, અગ્નિની) આંખો કહેવાય છે. બે
જ્યાં બધાં ને આંખો હોય છે ત્યાં, તે ત્રીજી અગ્નિની કપા-
ળમાં. (મતલબ કે સૂર્ય ચંદ્ર એ બે ઇશ્વરની આંખો તો ખુલી
દેખીએ છીએ તેમજ અગ્નિ પણ જાતે પ્રકાશ આપનારો ઇ-
શ્વરની ત્રીજી આંખ કલ્પી છે તે વસ્તુમાં છુપી રહેલો છે, પણ
જ્યારે પ્રલય થવાનો હોય ત્યારે પ્રગટ થાય છે, ને નાશ થાય છે.
એ ઉપરથી એમ કહે છે કે પ્રલય થવાનો હોય ત્યારે મહાદેવ ત્રીજી
આંખ ઉઘાડે છે, નહીં તો ત્રીજી અગ્નિની આંખ તે છુપી છે.

## ઇંદ્રવિજયનો અર્થ.

રાજ સભાની આગળ આજની રાત વખતે આતસ બાજી એ-

વી થઈકે, જાણે શેહેરથી વેગળી લંકાપુરી સળગી, ને ભભકારાથી રાવણની છાતી બળી. (રામાયણમાં લખ્યું છે કે રાવણ મુવો ત્યારે તેનું તાળવું ફુટી માંહેથી આગ નિકળી હતી એજ રીતે આ ઠેકાણે દારૂની માટલીમાંથી આગ નિકળી. (માટલી માથાને ઠે-કાણે કલ્પી), અથવા કાંતો વ્રજદેશમાં દાવાનળ પ્રગટ્યો. (ભા-ગવતમાં લખે છે કે કૃષ્ણ વંદ્રાવનમાં ગાયો ચારવા ગયા હતા ત્યાં વગડામાં દાવાનળ બળતો આવ્યો હતો. (દવ અને દાવ એ બંને શબ્દનો અર્થ સંસ્કૃતમાં વન લખ્યો છે માટે દવાનળને દાવાનળ એ બંને ખરા છે). અથવા જાણે કે જ્વાળા મુખીની આગ આકાશમાં ચઢીને ગાજી નહી તો ઈશ્વરની ત્રીજી આંખ ઉઘડી હોય એવી ઉપમા દલપતરામ કહે છે.

## મનહર[1] છંદનો અર્થ.

મેલોને ઘેલો પેલો (વોહોરો) આગ ખેલમાં ઉમેલો છે તે જુઓ, ને તેને ગોદડા વડે ગુંથી લીધેલો હોય એવું અનુ માન આવે છે (હનુમાન લંકામાં ગયો ત્યારે તેને પુછ્યું કે તારૂં મોત શાથી? ત્યારે કહ્યું કે તેલમાં બોળેલાં ગોદડાં મારે પુછડે વીંટીને સળગાવ્યાથી મારૂં મોત છે, તેથી તેને પુછડે જે-

૧ ટીકા. આ મનહર છંદ આતસબાજી સળગાવનાર સુલે-માનજી વોહોરા વિષે હનુમાનની ઉપમા આપી કરેલો છે, કેમકે આતસબાજીને લંકાની ઉપમા આપી છે, ને લંકા હનુમાને બા-ળી હતી, માટે આ લંકા સળગાવનાર સુલેમાનજી વોહોરાને હનુમાનની ઉપમા આપી ને બંનેને દરેક બાબતમાં સરખાવ્યા છે.

મ તેલમાં બોળેલાં ગોદડાં વીંટ્યાં હતાં (તેમજ આ વોહોરે પા-
ણીમાં બોળેલાં ગોદડાં જેવાં જાડાં લુગડાં પેહેરચાં હતાં)તેના હા-
થ દારૂવાળા કાળા દેખાય છે, ને દાઢી ને મોં પણ કાળું દે-
ખાય છે. અને પાઘડીનો છેડો પછવાડે લટકતો પુછડા બરો-
બર છે. (હનુમાનના પણ હાથ, દાઢી ને મોં કાળું દેખાતું
હતું). તે ઠેકાણે (લંકામાં અથવા આતસબાજીને ઠેકાણે) લોકો
ત્રાશ પામીને નાસાનાસ કરતા હતા. પણ જેના રામજી જમાન
છે તેથી તેને આંચ લાગતી નહોતી( હનુમાનને રામે કહ્યું હતું કે
તને કશી આંચ નહીં લાગે અને આ વોહોરાને ઈશ્વરે આવરદા
આપેલી એજ ઈશ્વરની જામીનગીરી હતી). ચોથું ચરણ સેહેલું
છે.. "ત્યાં હશે હનુમાનજી કે મુલ્લાં સલેમાનજી" એવું કહ્યું એ
ભ્રાંતીમદલંકાર કહેવાય છે.

## પડઘા વિશે. ૭૭

વિકટ—બિહામણું. વનરાજ—વનનોરાજા.(વન+રાજ). મ-
દોન્મત (સં મદ+ઉન્મત) અહંકારમાં છકી ગએલો. મહા મદો
ન્મત ઇ૦— મોટા મદોન્મત હતો ને તે મનમાં એવું ગણતો
હતો કે આ વખતે મારા જેવો બીજો કોઈ નથી. અવર-બી-
જું. ત્રાડ-રાડ, ચીસ. પડઘો—બોલેલો બોલ સામો અફળા-
ઇને બોલાયલો. ધ્વની (સં)-પડઘો. પ્રતિઘોર—સામો અવાજ
(પ્રતિ+ઘોર). કેશરી-સિંહ. તરૂગિરિઠઓ ઇ૦-તમામ ઝાડને
પર્વતમાં ફરી વળ્યો. ટીકા. ૪થાને પાંચમા દોહરામાં દરેક શબ્દ

બેવડાવીને લખ્યા છે તેમાંનો પેહેલો સિંહનો બોલ છે ને બી-
જો સામો પડઘો છે'

છેલ્લો દોહરો-આટ વિચારથી વચન બોલવું પણ દલપતરામ
કહે છે કે અણુવિચારથા છેક છુટી જીભે એકે વચન બોલવું નહીં,

## મનને ઉપદેશ. ૭૮

કઠણુ તે ઉપર કઠણુ, ને અંદરનો ભાગ કઠણુ હોય તે કઠોર
કહેવાય. ખળ—લુચ્ચો. ખળ, કઠણુ, કઠોર, ચંચળ, ચોર, ચ-
પળ એ મનનાં વિશેષણ છે. મન ખળછે, કઠણ છે, કઠોર છે,
ચંચળ છે, ચોર છે, ને ચપળચિત વાળું છે. (એટલે કવિએ
મનની મુર્ત્તિ કલ્પીને આ વિશેષણ જોડ્યાં છે.) તેથા ચારેદિશા.
એજતું રહેછે. મુદગળ—મગદળીઓ.

ટીકા. સંસ્કૃતમાં ય હોય તેનો જ થાયછે જેમ યશના જશ,
"યમ"ના જમ, "યમુના"ના જમનાઇ.

જમ— (યમ ઉપરથી). મોત. જેમ ભણતરનું નામ સર-
સ્વતિ ને નાણાનું નામ લક્ષ્મી તેમ મોતનું નામ યમદેવ કલ્પેલો
છે તેના દુત તે તાવ, મરકી વગેરે રોગ. તે અંતકાળે તેડવા
આવે છે. એવું ગરૂડ પુરાણમાં પણ લખેલું છે.

૮મી ઓળ—જેમ ફળ દેખીને વાંદરો (માર ખાય તો પણ)
ઝાડ પર ચઢે છે તેમજ ધોકાનો માર પડે તોપણ મન તેજ
ઠેકાણે જઈ ચઢે છે. દ્વાર—બારણું. પરહરતા = પરહરતાં—તજતાં
(પરિ+હરવું ઉપરથી). ભવજળ-સંસારરૂપી પાણી (ભવ+જળ).

છેલી ટુક—પ્રીતમ કહે છે કે દગો તજતાં ને રોજ ઇશ્વરનું ભજન કરતાં તને સંસારરૂપી જળ તરતાં વાર નહીં લાગે.

સંત—સાધુ માણસ. શુદ્ધ—પવિત્ર. અવનીતળ—પૃથ્વીતળ અથવા, પૃથ્વી ઉપર(અવની+તળ). અઘઓઘ-પાપનો ઓઘો (અઘ+ઓઘ). અંબાર(સં)-જથો, ભંડાર. રાશી (સં)-ઢગલો. આકાશની રાશી તે તારાનો જથો. માલરાશી એટલે સારા ને નઠારા સેળભેળ ઢગલામાંથી લે તે. સારો વીણી કાહાઢેલો નહીં. જડરૂપ—હાલે ચાલે નહીં એવો (જડ+રૂપ). શિત—ટાહાડ. અઘઓઘ ઇ૦—પાપના ઢગલાનો જથો કરચો. તું ઝાડ પહાડ ઇ૦—તું ઝાડને પર્વતના જેવો જડ (અજ્ઞાની)રૂપે રહ્યો. છેલી ટુક—પ્રીતમ કહે છે કે તારે માથે મરણનો ભય જાણીને હે પ્રાણી તું ચેતી લે, સોડ તાણી શું સુઈ રહ્યો છે?

## પરચુરણ છપા. ૭૯

## મહા દુખ વિશે.

આળ—તોહમત. દુખ દેવું ઇ૦—એના બે અર્થ છે.

૧લો. ઘરબાર સંબંધી કરજ હોય તે દુખ. ૨જો. ઘરખટલો દુખ દેતો હોય તે દુખ. અણભેપદ—બીક વિનાની પદવી (અણ+ભય+પદ). ખ્યાત—ખ્યાતિઉપરથી, કીર્ત્તિ, વખાણ. દશદિશે—દશદિશાએ, ચાર બાજુ+ચાર ખુણા+ઉપર ને નીચે એ દશ દિશા. લઘુ—નાનો. જશે—યશ ઉપરથી. જશવડે, કીર્ત્તિ વડે. વિમળ—મેલવિના, ચોખા.(વિ+મળ). પરકાજે—

પારકાને કામે (પર+કાજે). પ્રાણીઓ—જીવ. જશે વિમળ ઇ૦—જશવડે જેનો નિર્મળ ગુણ લોકોએ જાણ્યો.

## પસ્તાવા વિશે.

વણ રત-રતવિના (વણ+રત). વીશી-વીશ વરસ. માયાજીત મંડાણ ઇ૦—સંસાર માંડીને જીત્યો એવો કોઇ કાનથી સાંભળ્યો નથી. અવસર ગયો=અવસર વિત્યો જોઇએ કેમકે માત્રા ખુટેછે.

## વિનય વિશે.

વિનય—નમ્રતા. થાવર (સં) સ્થાવર ઉપરથી, —હાલિચાલિ નહીં એવી. તે સ્થિર=તેજ. થાભે—અટકે, રહે. વિનયતણી વિદ્યાય ઇ૦—વિનયની વિદ્યા, તેજ સ્થિરને સ્થાવર થઇને રહે છે. સુજશ (સં) (સુયશ ઉપરથી)-સારી કીર્ત્તિ. વિખવાદ[1]-વિષવાદ ઉપરથી, ઝેર જેવો વાદ.
વિનય ધર્મ ઇ૦---વિનય ધર્મના માર્ગમાં જાય. વશીકરણ—વશ કરવાની (વશી+કરણ). શામળ વિદ્યા વશી કરણની ઇ૦—શામળ કહેછે કે વશ કરવાની વિદ્યા તે વિનયમાંજ રહેલીછે (બીજા કશામાં નથી મતલબ કે જંત્ર મંત્ર જુઠા છે.

## કુસંપની વાણી વિશે.

કુત્સિત-(સં) નઠારી, હલકી. કપોત—હોલો. અવખાણી—

---

૧ સંસ્કૃતમાં ષ કે ક્ષ હોય તેનો અપભ્રંશ ખ થાય છે જેમ હર્ષનો હરખ, અક્ષિના આંખ, ચક્ષના ચખ ઇ૦.

નિંદા કરી. શ્વાન—કુતરો. મહિશ (સં) પાડો. મની-બિલાડી. અજ--બકરો. ભ્રષ્ટ—ખરાબ (કવિનું વિશેષણ છે). ગર્ધવ—ગધેડો. ગીધ-ગીધ પક્ષી. ઉલુક (સં)-ઘુડ. ગીરા-જીભ, વાણી.

## ઈંદ્રવિજયનો અર્થ.

કાગડાની ને હોલાની વાણી નઠારી ગણીને સઘળા કવિ નિંદે છે. વળી કુતરો, પાડો, બિલાડીને બકરાના શબ્દ ને ભ્રષ્ટ કવિના મોંઢાની વાણીને પણ અવખાણીને કહે છે, તેમ ગધેડો, ગીધ પક્ષીને ઘુડની વાણી, જગતમાં અપશુકન વાળી જાણેલી છેપણ દલપતરામ કહે છે કે એ સૌ વાદ નકામા છે પણ કુસંપની વાણી તે ઘણી કૂર છે.

## જીવતર વિશે.

વ્યસન-નઠારી ટેવ. કામની-સ્ત્રી. અહરનિશ-રાત દહાડો. તૃષ્ણા—ઇચ્છા. તન—શરીર, તનુ ઉપરથી. તન-છોકરો. પર આશા—પારકાની (પર + આશા). નિરાશી—આશા વિનાનો (નિર + આશી). વાચ (સં)-વાણી. માનની-સ્ત્રી. મધુર-મીઠી. કુટુંબી વર્ગમાં-સગાં વહાલાના ટોળામાં. સદા પરઆશ ઈ૦-હમેશાં પારકી આશાથી નિરાશી.

## નર્મ કવિતા. ૮૦

## ક્ષણિક જગત.

ક્ષણભંગુર—ક્ષણમાં ભાગી જાય એવું (ક્ષણ + ભંગુર). વણસાડ—નાશ પામે એવું, વણસવું ઉપરથી. અનાડ—અનાડી

જેને બંધ નહીં તે, છુટો. (અ+નાડી). નાડી-દોરડું. વેહ = વેહ, રજો દો-હરખની વખતનું હસવું ચળકે છે તે, ને દુખની વખતનાં આંસુ વેહે છે તે એટાં છે.

નેહ (સં)—સ્નેહ ઉપરથી, પ્રીતિ. રંગવાદળ સાંજે વર્ણી = વાદળ રંગો સાંજરે. કલગી—છોગું. કીર્તિની કલગી તણી ઈ૦—કીર્તિની કલગીની તેજી તે જેમ વાદળાના રંગ સાંજે જલદી જતા રહે છેતેમ જુઠી થઇ જાયછે. સુચના = રૂપના. વારો = વાયુ. પ્રીતિ આશા રૂપના ઈ૦—પ્રીતિના, આશાના ને રૂપના ખીલતા મોર તે ખરી પડે છે. પામર—હલકા. જાત—શરીર. દરશાવતાં = દરશાવતા —બતાવતા. બુધ્ધિ કિર્ણ ઈ૦—બુધ્ધિનું રળીઆમણું કિરણ જે તર્ક, તેનો ચળકાટ એ કાંઇ ભુલી પડેલી વાટ બતાવે છે. ગંભિર-ઉંડો. બ્રહ્મનીતિને ધર્મ તે ઈ૦-બ્રહ્મનીતિને ધર્મ એ શાંતને ધીરજવાળાં છે તે વગર હે માણસ અહીં કાંઈ પણ સ્થિરને ગંભીર નથી એવું તું ધારજે. તેનીજ લગનમાં—તેનીજ સાથે જોડાવામાં. ગમ—સુજ. નિશદિન—રાત દહડો. (નિશ+દીન).

## માણસનું માપ.

દારૂણ-ભયંકર. સમજે = સમજો. નવ સમજો સુખી ઈ૦—કોઇ જગાએ કાંઇ સુખીઓ ન સમજો, તે તો ઘણોજ દુખીઓ છે. વાડે—વાડામાં. કંચન—સોનું. પશ્ચિમની લક્ષ્મી—અમેરિકા ખંડની લક્ષ્મી. કેમકે ત્યાં સોનાની ખાણો બહુછે ને તે

અહીંથી પશ્ચિમમાં છે માટે. તુઠવું—રાજી થવું. જર—નાણું. જોરૂ-સ્ત્રી. સોય=સોહાય-શોભે. સમૃદ્ધિ-દોલત. ઉ=તે. શઠ-ઠગ. ધ્રુવમંડળ-ધ્રુવતારો. રતનાગર-(રત્ન+આકાર,) રત્નનીખાણ, દરીઓ કેમકે તેમાં રત્ન થાય છે. તુલના-તોલ. વા-અથવા.

૨જો—સોનાની રેતી સહીત મોટી નદીઓ વહે. ને તેના વાડામાં ને ખેતરમાં સોનાનો વરસાદ વરસે.

૩જો—ને તેના ઉપર અમેરિકાની સરવે લક્ષ્મી રાજી થઈ હોય, વળી પૈસો જમીનને સ્ત્રીથી. તે જુવાન શોભતો હોય.

૪થો—આટલી સમૃદ્ધિ આવી હોય તો પણ કરોડો ધન મેળવવાને ફાળ ભરે, તે હલકો શઠ ને કંગાળ રહે.

૫મો—જો ધ્રુવમંડળને અડું એટલો ઉંચો હોઉં તો સમુદ્રને સેહેજ મુઠીમાં સમાવી જોઉં.

૬ઠો—એમ સર્વને હું માપું છું પણ મને મન માપે છે ને મારૂં તોલ મનથી થાય છે માટે સર્વથી મન મોટું છે.

## હીંદુસ્તાનમાં વખણાએલી વસ્તુ વિશે. ૮૧

દેશાટણ—(દેશ+અટન) દેશમાં ફરવું, મુસાફરી કરવી. અતલસ—ઘણું શોભિત, તેને કોઈ ગજીઆણી પણ કહે છે (અતિ+લસિત ઉપરથી). મશરૂ—મિશ્ર ઉપરથી, (તાણો, રેશમ ને વાણો સુતર એમ સેળભેળ તે મિશ્ર,તે ઉપરથી). પંથ—રસ્તો. ઘરદિશે—ઘર તરફ. સંદેસડો—સંદેસો, ખબર. વિસલ નગર—વિસનગર, વિસલ દેવ રાજાનું બાંધેલું માટે એ નામ

પડ્યું. વિશ્રામ—વિસામો. ઘાટ—એક જાતની સાડી થાય છે જેના ઉપર સોનેરી રંગના ચળકતા બુટા હોય છે અને એવીજ જાતની પાટણમાં સાડી થાયછે તેને પટોળું કહે છે. પટોળું પટકુલ ઉપરથી. પટકુલ—લુગડાં. પાત્ર—વાસણ. હેમ—સોનું. ખુલે—શોભે. સમશેર—તરવાર. પ્રતિમા—મુર્ત્તિ. આંતરસુબા—કપડવંજ પ્રગણામાં ગાયકવાડી ગામ છે. સમીપ— પાસે. નજીક. વરસાદ પેહેલાં આપ વેહેલાં=વરસાદ પેહેલા આવ વેહેલા. કાંબી—પગમાં કલ્લાની હેડે પેહેરે છે તે. ઝુંમણાં—શિક્કાને નાકાં ચોઢી તેનો હાર કરે છે તે. રચાવજો—કરાવજો જળપાત્ર—પાણીનું વાસણ, લોટા. (જળ+પાત્ર). પિતાંબર—પીળું લુગડું. (પિત+અંબર) અસલ તે ઉપરથી પણ હાલ તો ઘણું કરીને લાલ હોય છે. ભાવમાં=ભાલમાં—ધોળકા પ્રગણાને ને તેની આસપાસના મુલકને ભાલ કહેછે. ગજદંત—હાથીના દાંત. (ગજ+દંત). સિંહલદ્વિપ—લંકા, હિંદુસ્તાનની દક્ષિણે બેટ છે તે. સીધાવજો—પધારજો. ચિત્ર-છબી. જામનગર—નવાનગર, કાઠીઆવાડમાં ગામ છે તે, જામ રાજાનું નગર માટે. વાગડ—કચ્છનો ભાગ છે.

## ફુલણજીની ગરબી. ૮૨

અડસટો—આશરો. ગર્થ—નાણું. સામાવડીઆ—સામાવાળા. પંગત-હાર. (સં પંક્તિ ઉપરથી). વળતો-જતો. હાસ્ય કરે —મશ્કરી કરે. ઓચરતા=આચરતા—કરતા. બેવકુફ—

વગર સમજના, મૂર્ખ (ઉરદુ). પેહેર્યાને ઈ૦-પેહેરવાને સુગડે ચંદરવા બાંધ્યા. ટેકો—ટેકણ. નરસી—નઠારી, રસ વિનાની. (ન+રસી). ટાણે—વખતે. કર—હાથે.

ટીકા—આ કવિતામાં "આ" અક્ષર તાળ મેળવવા ને માટે છે, માટે તેને અન્વય કરવામાં ગણવો નહીં.

## હિત શિક્ષા વિશે.[1] ૮૩

રીસ કરે દેતા ઈ૦-શિખામણ દેતાં જે રીસ કરે તેની ભાગ્ય દશા પરવારી. વણજ-વેપાર. વેશ્યા-રામજણી, ગુણિકા. નીચશું-નીચની સાથે. નેહ-સ્નેહ ઉપરથી, પ્રીતિ. જીવીત-જીવતર. પરહરવું-પરિહરવું, તજી દેવું. દીજે-દઈએ. દઈએ, કરીએ, લઈએ એને કવિતામાં દીજે, કીજે, લીજે એમ વાપરવાનો ચાલ છે.

કળહ—કજીઓ. ખાપણ-લાંછન. વેશ્યા સાથે વણજ ઈ૦-વેશ્યા સાથે વેપાર ન કરીએ અને નીચની સાથે મિત્રાઇ ન કરીએ (જો કરીએ તો) ખાંપણ આવે ને ઘર ને ધન જાય ને જીવતર પણ ખોઈ બેસીએ. હાથી, ઘોડા ગાડી ઈ૦—હાથી, ઘોડા, ગાડી ને દુરજન જતાં હોય ત્યાંથી દુર ખસીએ. રમતો—રમતનું બહુ વચન. હુંકારા વણ વાત ઈ૦—હુંકારો દીધા વિના (ધ્યાન આપ્યા વિના) વાત ન કરવી ને ઇચ્છા વિના જમવું નહીં. મુરખ

---

[1] આ હિત શિક્ષા વિર્વિજય કરીને એક અમદાવાદનો ગોરજી થઈ ગયો તેની કરેલી છે. તે ૩૬ ચરણામાં છે, લાંબી ન થાય માટે સારી સારી લઈને છેલી વલણની ટુક લખી છે.

જોગી રાજા ૪૦—મુરખ, જોગી, રાજા ને પંડિત એટલાની મશ્કરી કરીને હસવું નહીં, ને હાથી, વાઘ, સરપ ને માણસ વઢતાં દેખીને દૂર ખસી જવું.

હાંસી—મશ્કરી. પરહસ્તે પરદેશ ૪૦—પારકા હસ્તકને પરદેશની દુકાનમાં આપણું નામ ઘાલવું નહીં, મતલબ કે અંતરનો માણસ ન હોય તો તે પારકું. કષ્ટ ભયાદિક ૪૦—દુખ વાળું ને ભય વાળું ઠેકાણું છોડીને પરદેશ જઈ રહેવું. ભયાદિક—ભય વગેરે. (ભય+આદિક). થાનક—(સ્થાનક ઉપરથી) ઠેકાણું. વિધિએ—રીત પ્રમાણે. વંદી—નમસ્કાર કરી. લોકીક—આ જગતની. લોકોત્તર—લોક વિના બીજા (લોક+ઉત્તર) સ્વર્ગ. હિતશિક્ષા-ભલી શિખામણ. મોહનવેલી-મોહ પમાડે એવી વેલ.

આ લોકના ને પર લોકના ભલા વાસ્તે આ શિખામણ સારી રીતે રચેલી છે તે રૂડા પંડિત શ્રીવિરવિજયના મોંની વાણી મોહનવેલ જેવી છે.

## ગણિત સમશ્યા. પ્રશ્ન ૮૪

મેરી-સ્ત્રી. અગણિત--નહીં ગણેલી. (અ+ગણિત). છતી—જાહેર, જાણીતી. ગંભિર-ફેલાએલું, ઉંડું. પ્યારી-વહાલી, પ્યારવાળી તે ઉપરથી સ્ત્રી. પારખ્યું— વરત્યું, જાણ્યું, પરિક્ષા ઉપરથી અને તેમજ પરિક્ષક ઉપરથી પારેખ થાય છે. કર્ણ-કાન. સરખી થઇ તે=બે સરખી તે.

ટીકા—ગંભીરને પ્રૌઢ એ બંને વિશેષણ ઉત્તર આપનાર ને

જામમાં નાંખવા માટે બુઝ્યાં છે. ગોરી—સ્ત્રી. ચોથ સવાયે—ચોથા ભાગનો સવા ગણો. અર્ધ કચરે—અરધા કચરામાં. શેવાળ—પાણીની વળે છે તે. કામની—સ્ત્રી. ચંપકવન—વનનું નામ કલ્પેલું છે, જ્યાં ચંપાનાં ઘણાં ઝાડ થાય તે. ટાંક—મુંબઈગરા પૈસા બાર, ૭૨ ટાંક ભારનો એક શેર થાય છે. અને તેજ ઉપરથી નવ ટાંક એટલે ૭૨ નો આઠમો ભાગ. ખટ—છ. સીધું—પાંસરૂં. તીર—કાંઠો. શાસ્ત્ર તે આ ઠેકાણે ગણિત શાસ્ત્ર. સારખું—સરખું. ઊપર ના બધા પ્રશ્ન ઈષ્ટરાશી ને સમીકરણ રીતે થઈ શકે તેવા છે, છેલો તો લેખાં રીતે થાય તેવો છે અને તે વિધિ નીચે ના છપામાં સમજાવ્યું છે તે આ પ્રમાણે. બે જણનું મળીને બશેર ખાવું, તેની ટાંક ૧૪૪ થઇ, એ ત્રણે જણે ખાધું. એટલે ૪૮ ટાંક ભાર દરેક જણે ખાધું. હવે એ ૪૮ ટાંક ભારના વીશ પૈસા આપ્યા, પણ સવાશેર વાળાની ટાંક ૯૦, ને પોણોશેર વાળાની ૫૪ છે, તેમાંથી દરેકની પોતાની ૪૮ ટાંક ભાર બાદ કર્યું તો પેહેલાની ૪૨ ને બીજા ૬ ટાંક રહે છે એ ત્રીજાએ ખાધું તો ૭ ટાંકની કીમત કરતાં ૪૨ની સાત ઘણી વધારે કીમત આપવી જોઈએ હવે ૭ એ ૪૮ ટાંકનો આઠમો ભાગ છે માટે ૨૦ પૈસાનો ૮મો ભાગ ૨ાા ને તેનાથી સાત ઘણા ૪૨ ટાંક વાળાના એટલે ૧૭ાા એ જવાબ.

## જીભને શિખામણ. ૮૫

ખટરસ—૭ રસ. (ખારો, તીખો, કડવો, મીઠો, તુરો, ખા-

ટો). અંતકાળ—આખર વખત, મરણ વખત (અંત+કાળ) વહાલાં વેરીની ૪૦—વહાલાં તેજ વેરીની ટોળી થશે. સ્વજન-પોતાનું માણસ (સ્વ+જન). તજ મંગાવો ને તુલશી ૪૦—તજને તુલશી મગાવો (મરણ વખત)ને રામનું નામ સંભળાવો (પણ) પેહેલા તો મસ્તક નમતુ નહોતુ (રામને સંભારતો નહોતો) ને પછી શું નામ સંભળાવો છો?(મતલબ કે તેથી શું થવાનું). કુપ (સં)—કુવો. દીપક (સં)—દીવો. માયા પેનમાં—સંસારના પેનમાં. પડીકાળની ફાંસી—કાળનીફાંસી પડી, મતલબ કે મરવા પડ્યો ત્યારે. એકે વાળ ન ખરશે—તેથા એક વાળ પણ ખરશે નહીં મતલબ કે તેમાં કાંઇ મેહેનત નહીં કરવી પડે કે તેથી વાળ ખરે. પંથ—રસ્તો (સં) પણ આ ઠેકાણે સંસાર રૂપી સાગરનો રસ્તો, તે ભજનથા પાર પડશો. સર્વસ્વ=સર્વથ—બધુએ.

---

# સાતમી ચોપડી.

## વિવેક માળા. ૮૬

ભવતારણ—ભવ તારનાર (સં. ભવ+તારણ). નિજ-પોતાના. સરજનાર—બનાવનાર (સં). પરમાર્થ (પરમ+અર્થ) મોટું કામ. તે ઉપરથી પરમારથ એટલે પુન્ય જાણીનેકાંઇ કામ કરવુતે. આમ—આ રીતે. ડરો કરજે ૪૦—ધણું નાંખું કરજે કરતાં બિહો. આળસનીર—આળસ રૂપી પાણી. નેક—પ્રમાણિકપણે.

૭કો—બેહેકી. ટકો સુધરેલી ઇ૦—ટકી રહેલી સુધરેલી ટેક તો-ડવી નહી. સભાસદ=સભાસદ—સભામાં બેસતાર. નરદુષ્ટ—નઠારો માણસ. દુખોણ—દુખ દેનાર (દુખ+દેણ). મધુપાન—દારૂ પીવો (મધુ+પાન). નેણ—આંખ. મણીધર—મણી ધરનાર, સાપ, કેમકે શેષ નાગને માથે મણી હોય છે, એવું કહેવાયછે (મણી+ધર).

૪થો—સભાસદ સાંખી શકે નહીં એવાં દુખદાયક વચન બોલે. દારૂ પીનારની પેઠે તેની આંખો છકે,ને સાપની ફેણ અકડ રહે તેમ મો અકડ રહે તે દુષ્ટ પુરૂષ જાણવો.

૫મો—કોઈનો ફક્ત કકો ભણીને વધારે વેષ કરીને વિશેષ પંડિત બન્યો હોય ને તેને (બોલવામાં) કદાપિ કોઇ જીતી શકે નહીં, તોપણ તેની ટકોએ કીમત નથી.

વગો—વસીલો. નુર—તેજ, આબરૂ. સાથ—જથો.

૬ઠો—(ગાટે એવાથી વેગળા રહીને) સજ્જન સગા ગણીને દુનીઆમાંથા દગો દૂર કરો, તો તેથી ઘણી વગ વધશે, ને આબરૂ પણ વધશે. હણી—મારવી. સજ્જન— (સંત+જન), સારો માણસ. છણીછણી—મળી ગળીને.

૮મો—(હરેક તરેહના વિદ્યાના) બેદ ભણીને વિદ્વાન થવું, ને નાણું ને દાણા (વિગરે) ગણી ગણીને વાપરવાં, (મતલબ કે વરસ દાહાડામાં પોતાને કેટલું આવપત ને ખરચ છે તેનો હિસાબ રાખવો). ઘણીઘણી રીતની સાવચેતી રાખવી ને પાણી ગ-

ળી ગળીને પીવું (મતલબ કે હરેક કામ ખૂબ વિચાર કરીને કરવું). ક્ષણ—આંખ મીચી ઉઘાડીએ એટલો વખત. આવકજાવક—આવવા જવાનો.

૯મો.—પાણી આવતા પેહેલાં પાળ ચણો (મતલબ કે કાંઇ કામ થવાનું હોય તેનો અગાઉથી બંદોબસ્ત કરો). આવવાનો ને જવાનો ખાળ સારો ખોદો, (મતલબ કે નાણાંની પેદાશના ને ખરચવાના રસ્તા ચોખ્ખા રાખો, એટલે નીતિથી કમાવું તે નીતિથી વાપરવું), ને ક્ષણ વખત પણ બહુ કીમતનો ગણો. (મતલબ કે તેને ફોગટ જવા ન દો, જ્યાં નિરૂદ્યોગી નિશાળ છે ત્યાં ઘણો ડર છે, (મતલબ કે ગપાં મારનાર આળસુની ટોળીમાં બેસીને જ્યાં નિરૂદ્યોગી પણું શિખાય છે ત્યાં ઘણો ભય છે).

ઉપર કહેલા નિરૂદ્યોગીનું લક્ષણ.

૧૦મો—"હાથ પગ છતાં કામ કરે નહીં તેનું નામ નિરૂદ્યોગી"ને તે બહુ ખત્તા ખાય, ને આગળ જતાં મુખનું ઠેકાણું છોડશે, ને તેને જતાં આવતાં ગામમાં કોઇ હિસાબમાં ગણશે નહીં. (મતલબ કે તેની આબરૂ કોઇ રાખે નહીં).

ખત્તા—ગોદા. જતા દિવસે—આગળ જતાં. ગતાગત—જતાં આવતાં (ગત+આગત). છત—પૈસા. મતિ હિણ—બુદ્ધિ વગરનો (મતિ+હિણ). રતી—જરાર.

૧૧મો.—(એવા લોકની)છતી દોલત હોય તે જાય, તેને માણસો બુદ્ધિ વિનાનો મુર્ખ કહે; ને તેના ઉપર પરમેશ્વર જરારે

રાજી ન રહે, તેથી અતિશે દુખ વધે.

૧૨મો—માટે તમે રાતને દહાડો નકામો ન ગુમાવો, અને પરમેશ્વરની ભક્તિ ઘણી કરો, ને ગુરૂને પગે માથું નમાવી, મનની રીસ સમાવી દ્યો.

જમાવી દ્યો—ભેગી કરો, પદ—પગ. ઉતપાત—દુખ. જગદીશ—જગતનો ધણી, પરમેશ્વર (જગત+ઇશ).

પેહેલા પાઠમાં પોતે કેમ કરવું તે બતાવ્યું છે. બીજામાં પોતે બીજા પાસે પણ સારાં કામો કરાવવાં તે બતાવ્યું છે. ડગાવવું તો દિલ ઇ૦-હરામ કામથી દિલને ડરવવું. તકાવવી તો ઇ૦-ધુળ શોધવાની રીત પણ તકાવવી,(મતલબ કે ધુળમાંથી પણ સાર કહાડી લે છે તેમ છેક હલકી વાતમાંથી પણ સારો સાર કહાડી લેવો. ધકાવવી—હડસેલવી. પકાવવી—પાકી કરવી. ધખાવવી—સળગતી રાખવો. ધખાવવી ઉદ્યમની ઇ૦—હે ભાઇ ઉદ્યમની ધુણી સળગતી રાખવી, (મતલબ કે હમેશાં ઉદ્યમ કરવો). ડગાવવી—હલાવવી. જડતા—મૂર્ખતા. ફગાવવી—ફેંકી દેવરાવવી. ૧૬મો—લોભને માથે લાત મારવી (મતલબ કે લોભનો અનાદર્શ કરવો). મૂર્ખપણાની જાત કહાડવી, ને ફેલ ને ફીતુરીની વાત કહાવીહિ ભાઈ ભય કરનારી ચાલ ભગાવવી.

નચાવવી તો નહીં ઇ૦—નિર્લજ સ્ત્રીને નચાવવી નહીં (મતલબ કે મોહે ન ચઢાવવી). ભજવવી—સોભાવવી. તુરછ—હલકો. ચૂકાવવી—મટાવવી. કરાળ—વિક્રાળ. દુઝાવવી—દોહો-

વરાવવી. ભજાવવી વાત વધારી ઇ૦—વિવેક રાખીને વાત શો-
ભાવવી. બજાવવી નોકરી ઇ૦—એક ધણીની ચાકરી કરવી મ-
તલબ કે એકજ પરમેશ્વરની ભક્તિ કરવી). ઝૂઝાવવી બુદ્ધિ ઇ૦
—વિકાળ કુબુદ્ધિ સાથે સુબુદ્ધિને લઢાવવી. દુઝાવવી તો ધ-
રતીજ ઇ૦—રસાળ ધરતીને દુઝાવવી(મતલબ કે તે ખેડીને વાવ-
વું.) વટાડવી—વાટી નાખવી. ઉમંગ—હોંસ (સં). ચટાડવી સુમ-
તિ ઇ૦—ચાકર સાથે સારી બુદ્ધિ ચટાડવી (મતલબ કે મીઠાં
વચનથી શિખામણ દેવી,) ને ભય ભાગીને પીડા કહાડી નખાવવી
ને ઉમંગ આપીને ફિકર મટાડવી. વિસાત—માલ મતા. અડાવવી
નહીં કદી=અડાવવી તો નહી. પડાવવી વાદ વદી ઇ૦—વાદ
વદીને માલ મતા પડાવી લેવી નહીં. ને ચાલતી વાતમાં આડી
વાત કહાડવી નહીં. ગણાવવી કીર્ત્તિ ઇ૦—સુખ કરે એવી કી-
ર્ત્તિની વાતો ગણાવવી. (મતલબ કે પોતાનો યશ વધે એવાં સારાં
કામ કરવાં) ને મુબદાર ખાણ ખોદાવવી. (મતલબ કે દેશને
ફાયદો થાય એવાં મોટાં કારખાનાં કહાડવાં). છપાવવી ઇ૦—
કેમની છાપ છપાવવી નહીં (મતલબ કે લોકો આપણને છેલ
અથવા લાલ સાહેબ કહે એમ ન ચાલવું) ને જ્ઞાનનાં દરપણ
ઘણાં છપાવવાં (મતલબ જ્ઞાનનો ફેલાવો થાય એવાં પુસ્તકો
ઘણાં ફેલાવવાં). ને ઇશ્વરની અમાપ કીર્ત્તિને જપાવવી ને નીતિ
ચપાવવી કે પાપ નડે નહીં.

મહા પદ—મોટી પદવી (મહા+પદ). ૨૪મો. મોટો અધિકાર

પામીને ઉન્મત થવું નહીં, તથા અભિમાનને અસત્ય તજવું, ને વિગતથી આ વાત સાંભળીને દલપતરામ કહે છે કે ફોગટ વાદ વદવો નહીં.

## વિક્રમની રાજસભા તથા ઉદ્યોગ ૮૭

ધુરંધર—ધુસરું (ગાડાનું) ધરનાર, આગેવાન. તંબોળી—પાન વેચનાર (સં. તંબુલ–પાન ઉપરથી.) ભરીને બાંધ્યો દમો "છાણ" નો અધ્યાહાર છે. પુર પ્રધાન—ગામનો વજીર. મહિપતિ—રાજા (મહિ+પતિ). ધર્મધુરંધર ૪૦—ધર્મનો આગેવાન અને પોતે જાણે ધર્મનું રૂપ. સામદ (સં) સામંત—સરદાર. નિરખ્યાં—નિહાળ્યા, જોયા, સુરજ દીઠે ૪૦—સુરજને દીઠે જળમાંયા કમળની (રંગ રૂપી) દોલત ખીલે છે તેમ. દર્પન=દર્પણ, કરસણ—ખેતરમાં લીલું ઘાસ ઉગે છે તે. ક્ષેત્ર(સં)ઉપરથી—ખેતર. દિનકર—દિનકરનાર, સુરજ (દિન+કર). મંદિર (સં)—ઘર. નવાણ–પાણી રેહેવાની જગા. સેવ–સેવક. તેમ દયાથી ૪૦–તેમ તમારી દયાથી અમે ચાકર સારા દેખાઈએ છીએ. પાડ-કીમત.

## વિક્રમરાજાનાં ઉદ્યોગ વિષે.

ભરતખંડ—હિંદુસ્તાન (ભરત રાજાના નામથી). જાંબુદ્વિપ એશિઆખંડ. ઉજેણી—ઉજેણ(માળવામાં). કષ્ટહરણ—દુખ ટાળનાર (કષ્ટ+હરણ). કૂપ(સં)—કુવો. ન્યાયશાસ્ત્ર(સં)—તર્ક શાસ્ત્ર. ચરિત્ર—આચરણ. અલખ્ખત(સં)—વિચારમાં ન આવે એટલી, (દોલત) (અ+લક્ષિત). અપરંપાર—ઘણીજ. દાર =

આહાર—ખોરાક.

ભરતખંડ ઈ૦—એશિયા ખંડમાં હિંદુસ્તાનછે તેમાં ઉજ્જણ (છે તેમ) મનમાં લાવ. સુખ નિદ્રા ઈ૦—એ એવો ઉદ્યોગી હતો કે તે સુખે ઉંઘ્યો કે ભોજન કરયું નહીં. આણ ધર્મ ઈ૦—(એ પોતાની આણ નહોતો ચલાવતો પણ) ધર્મ શાસ્ત્રના માર્ગની આણ ફરતી ને ન્યાય શાસ્ત્રથી ન્યાય કરતો. (મતલબ કે કાયદા પ્રમાણે ચાલતો, મરજી મુજબ નહીં). રાય રંક ઈ૦—રાજા, રાંક શત્રુ, મિત્ર, છોકરાં પરિ વાર એ બધાની સાથે સરખી રીત ચાલતો.

## અગમ્ય પરીક્ષા. ૮૮

અગમ્ય (અ+ગમ્ય) (સં) જાણી ન શકાય તેવું. સુંદરી (સં)—સ્ત્રી, પંચરંગ—પાંચરંગ (લાલ, લીલો, ધોળો, કાળો, પીળો). સમતુલ્ય (સમ+તુલ્ય)—બરાબર. (જાડાઇમાં, તોલમાં નહીં). પંથી—મુસાફર. પંથ-રસ્તો, તે ઉપરથી. કાષ્ટ—લાકડું. અચરજ—નવાઇ જેવું. (સં આશ્ચર્ય ઉપરથી). પારખું—પરિક્ષા.(સં). પટ (સં)—લુગડાં. ભુષણ (સં)—સણગાર, રામા (સં)—સ્ત્રી. જુગતા જુગતી—જેવી જોઇએ તેવી. ઘોડલી—ઘોડી. પુર (સં) ગામ. જનુની (સં)—મા. લેહેર—આનંદ. ચિરંજીવી (સં)—હમેશ જીવતો. તનથી (તન સં.—શરીરથી. કવણ—કોણ. તીમર (સં)—અંધારૂં, ઘોર—વધારે અંધારૂ. હેમથી—સોનાથી (સં) હેમ. આભુષણ (સં)—શણગાર. અંકોર-

ફણગો અંકુર. પવિત્ર (સં)–ચોખ્ખું. બ્રાહ્મણ (સં) ધર્મ ઉપદેશક. વનિતા (સં)—સ્ત્રી. વર્ણી = વરણું—કહું છું. રતિ (સં)—પ્રીતિ. નમ્રાઇ (સં)—નમ્રતા. અજ્ઞાન = અજ્ઞ—અજાણ્યો. મનસા— મનસ, (સં)–મન, તેને ત્રીજી વિભક્તિનો પ્રત્યય લાગીને મનસા થયા. વાચા (સં)–વાકુયને ત્રીજી વિભક્તિ. પ્રિછે=પ્રિછો-જાણો.

સુણતાં હરખી ઇ૦–વિક્રમને ફરવા જતાં એક બાઇનો સમાગમ થયો. બાદ વાતચિત થવાથી તે બાઈ સાંભળી હરખી. ને જે-નો સારો રંગ હતો તેવું વેલણ માં આગળ ધર્યું; જન્મ, મિત્ર, પત્ર, ઉત્તર, એ સંસ્કૃતમાં નાન્યતર જાતિ છતાં ગુજરાતીમાં જેમ નરજાતિ બોલાય છે તેમ પ્રશ્ન સંસ્કૃતમાં નરજાતિ છતાં કેટલાક નાન્યતરમાં વાપરે છે.

જે પાછળ રહે ઇ૦—નદીમાં મુકવાથી થડનો ભાગ વધારે ઘટ હોય છે તેથી ભારે થાયને પાછળ રહે. ડાબેપગ ઇ૦— પુરૂષને ઘણું કરીને જમણે અંગે ઘણુ જોર હોય છે, ને સ્ત્રીને ઘણું કરીને ડાબેઅંગે હોય છે. પણ એમ બધાને હોતુ નથી કેમ કે કોઇ વાર છોકરાને અંગમાં માનો ભાગ આવ્યો હોય તો તેમાં માનો ગુણ હોય છે જેમ કેટલાક ડાબા અંગના જોરવાળા હોય છે, પણ ટેવથી તે બદલાય. લક્ષ્મીથી થી ઇ૦—લક્ષ્મી ક-રતાં થીમાં આનંદની લહેર વધારે છે, ને ચીરંજીવી કરતાં સરસ જી-વવું કર્યું છે. વરણું ધરીને ઇ૦—એ કહેવાનો મારો ધર્મ છે તેથા કહુંછું. દાન દયાથી ઇ૦—કુળને અજવાળવા (દીપાવવા) કાજે

દુધથી ઉજળું દાન છે. બ્રહ્મ ભલો ૪૦— હે મિત્ર હું મન અને વાણીથી કહુંછું કે બ્રાહ્મણના કરતાં બ્રહ્મ (જગકર્તા) સારો. મહિમા કહો તે ૪૦—હે મિત્ર તે મહિમા કહો.

### નર્મ કવિતા. ૮૯

સરજી—અવતરી. ગમ—જાણ. સુધા (સં)—અમૃત. ઉપભોગ—કામમાં લેવું. સંજોગ—(સં. સંયોગ ઉપરથી), મળાપ. પસરે—ફેલાય. શતગુણ ફળને—સો ગણાફળને.

સુકૃત ૪૦—સારાં કામરૂપી ફુલો જે ચારે દિશાએ ઉગે છે તેને તોડવા જેમ આગળ જઈએ તેમ તેની સારી વાસના પસરે છે. જે પરમાર્થ કામ કરીને તેનાં બીજ ચારે દિશાએ વેરશાં તે સો ગણા ફળને આપશે, તેના રૂપને ગુણ સારા છે.

### ઈશ્વર તથા મોત વિશે વિચાર.

નીમ—નિયમ. સીમ—સીમા, હદ. કસુ—કુસાઈ જવું. દર્શાવે—દેખાડે. આ જીવ ૪૦—જો આ જીવ તારા જશને ગુણ માય તો હે ઈશ્વર તું મુક્તિ દે.

### સ્મશાન જ્ઞાન.

ગંભીર (સં)—ઊંડુ, મોટું. દખમું—પારશીનું મશાણ. કબરસ્તાન—મુસલમાનનું મશાણ. ઘોર—ભયંકર. ગોર—વિચાર. ગગન—આકાશ. સમો—સરખો. પવન લેહેર—વાની લેહેર (ઝપાટો). ફુલે—ખુશી થાય. ગુલ્લા—અફીણના ફુલ જેવું એક જાતનું ફુલ. તરૂણ—મરતાનીનું (ઉન્મતનું) પણ તાન (જોર)

રહે નહીં. ધોર ચીતા પ૦—કે જોકો જ્યારે હું ઘોરનોને ચીતા નો વિચાર કરૂં છું ત્યારે (તેના) અણહદ ગુણ વિચારતા થાકીને શોક પામુંછું. નહી° મસ્તાની તાનને ઠેકાણે નર્મ કવિતામાં "ઝુલાવીદે સહુતાન" લખ્યું છે તે વધારે ખુબ છે. અર્થાથ રાગ મજા બુઝાવી દે. (ધુમાડીનો રંગ સીંદુર જેવો હોતો નથી, પણ કદાપી જ્વાળા સહીત ધુમાડો લઇએ તો આ સ ).

શિક્ષા રૂડી ૪૦—માં એકવાર કર લખ્યા છે તેથી ગુચવણ પડે છે, નર્મકવીતામાં "કર સુકૃતપ્રકાશ" ને ઠેકાણે "કર કર પુણ્ય પ્રકાશ" એમ સુધારીને લખ્યું છે તેથી અર્થ આ પ્રમાણે થાય. "સારી શિક્ષા મને કર અને પુણ્યનો પ્રકાશ કર." પવન લેહેર ૪૦—ને સુધારીને નર્મપદ્યમાં "પવન લેહેર પર આવતો, ફુલે ભમતો કાળ" લખ્યું છે, તેનોઅર્થ કાળ પવનની લેહેર પર આવતો ભમતો (ખપે જતો) ફુલાય છે. પવન લેહેર પર સ્વાર મોત ૪૦ લઇએ તો તેનો અર્થ પવનની લેહેર પર મોત સ્વાર થઇને કાળ (મોતજ) ભમતો ફુલે છે. ગુલાલા સમ ૪૦ -ગુલાબાના ફુલ જેવાં છોકરાં બાળની બાલાશ તજી દેછે અને ખીલેલી વાડી, જંગલ સરખી થઇ જાય છે. "પાપ તજી કરૂં પુણ્યને" ત્યાં "પાપ તજી કરૂં પુણ્ય હું" જોઇએ. ગામ બાસી તજી દેહ = ગામ બાસી તજી દેય. (હોય તો ઠીક) ને તેની નીચેની ટુકમાં તેહ = તેય કરીએ તો ઠીક.

---

## શામળના છુટક છપા. ૯૦

આપને—પોતાને. કોડે—હોંસે. સહી—નકીજ. ગુણ—કેડે તો ગુણ ઇ૦–ગુણ કેડે તો દશ ગણો ગુણ કરવો. એવી વાત મન, વાણીને કર્મે કહી, પણ અવગુણ, કેડે જે ગુણ કરે તેજ જગતમાં જીત્યો. પરિબ્રહ્મ—પરમેશ્વર (પરિ+બ્રહ્મ). વળી સારી સોબતમાં રહી સુબુદ્ધિ વાળો થઈ ઉદ્યમ કર ને પાપથાડર અને શામળ કહે છે કે, હરિ રૂપી હીરો હાથમાં લઈ ભવસફળ કર. સુમ—(સં) કૃપણ. નિર્દાતા—દાતા નહીં, દાતા એટલે આપનાર (અન, વસ્ત્ર વગેરે). (નીઃ+દાતા). પાખી-શિવાય, વિના. જોગને—મળાપને (સંસ્કૃત યોગ ઉપરથી) અથવા જોગી થવાને. છિદ્ર-કાણું ઘરનું, કાણું તે ઘરનું કલંક. દાટ દેહ-દાટો દેહ દુખ. દાટજે ઘરનું—દાટજ ઘરનું. દાટ આપ=દાટો આપો. આ જુસ સુધરવાનું કારણ તેમાં એક એક માત્રા ઘટે છે. ભોગને—સુખ ભોગને, વળી દાટ ડહાપણ દીનનું ઇ૦—વળી ગરીબનું ડહાપણ દાટ (કેમકે તે કોઇ માને નહીં, તે નકામું પડે માટે), ને ભીખ માગીને સાહેબી ભોગવવી તે દાટ, સામળ કહે છે કે દેહનું દુખ દાટો ને જોરાવરીથી જોગ લેવો અથવા મેળાપ કરવો તે દાટ. રંગે રાચવું-તમાશો જોઇને ખુશી થવું. તસ્કર—ચોર. દેવું-આપવું તે ઉપરથી દેવું એટલે કરજ થાય છે કેમકે તે આપવાનું હોય છે. સામળ કહે તસ્કર ઇ૦—સામળ કહે તસ્કર (ચોરી જશે) અગ્નિ (ઘર બળશે) કે કોઇક

હાકેમ ખુટી જશે. *પણ કશુંએ જુએ નહીં અથવા પૈસા ખ-
રચવા પડે તેવો તમાસો ન જુએ. વેર પાખંડ=વળી વેર
પાખંડ. અસુર—દેવ નહીં તે. (અ+સુર)—રાક્ષસ. કેમકે અ-
સલ દેવને અને રાક્ષસને લડાઈ હતી માટે રાક્ષસ તે દેવ નહીં
તે ઉપરથી અસુર કહેતા. સુર—દેવ. જતી—ગોરજી. સતી—
પ્રતિવૃતા સ્ત્રી, અને તેજ ઉપરથી અગાઉ ધણી મરી જાય તો
તેની પાછળ તેની સ્ત્રી સતી થતી એટલે સાથે બળી મરતી.
એ ચાલ અંગ્રેજ સરકારે પેહેલ વેહેલો ૧૮૨૯ માં બંધ કરાવ્યો.
રંક—સંસ્કૃત તે ઉપરથી આપણે રાંક કહીએ છીએ. રંજા-
ડ્યાં—દુખી કર્યા. ભુવન=ભવન—ઘર. ભંજાડ્યા—ભાગ્યાં.
સમુનું નાણાનું. ભવન જેણે ભજાડ્યાં જેણે ઘર ભગાવ્યું અ-
થવા ઘર ખટલો ચાલતો હોય તેમાં કોઈ પણ તરેહથી અડચણ
નાંખી ઘર ભગાવે તે. વેહેતો નીકે પગ દીધો ઇ૦ કોઈનું સારૂં
થતું હોય તેમાં અડચણ કરવી તે. નામ રટે નહીં ઇ૦—રામ-
ના નામનું રટણ કરે નહીં ધુળે ઢાંકણ દામનું ઇ૦-ધુળથી નાણાનુ
ઢાંકણ કરે, (મતલબ કે નાણું ભોંયમાં દાટે). શ્રાપ=શાપ-ગાળ.
વંદા=વંદ્યા-નમસ્કાર કર્યા. જુઠ ન બોલે=જુઠ ન બોધિ-નકરે.
તત્વજ સોલે=તત્વજ સોધિ.—જે સાર સાર શોધિ. શીળ પા-
ળવું—વ્યભિચાર ન કરવાનું વ્રત પાળવું તે. ગયો જે ખરચ્યું
હાથથી ઇ૦—જેણે હાથે કરીને ખરચ્યું તે ગયો. કોઈને માટે ગયું
(કોઈને ખવરાવવા પીવરાવવામાં ખરચ્યું) તે ગયો, ને સામળ

કહે છે કે (જેને હાથે) પરમાર્થ કામ થયું તેજ બચ્યું રહ્યો.

## પરમેશ્વરે કર્યું છે તે સર્વ ઉપયોગી છે. ૯૧

આશ્તિક—જીવ, ઇશ્વર, સ્વર્ગ, નર્ક, પાપ, ને પુણ્ય એ ૭ વાનાં માને તે. નાશ્તિક—આશ્તિક નહીં તે, (ન+આશ્તિક) ઉપલાં ૭ વાના માંનું એક ન માંને તો પણ તે નાશ્તિક. આ ગલે = આગળે—આગળ. કથન—કહેણી. કથે—કહે. ગંડક—ગાંડો. તનમાંહિ—શરીરમાં. દીનદયાળ—ગરીબ ઉપર દયા કરનાર, પરમેશ્વર. (દીન+દયાળ) પ્રભુ પાળેજન ૯૦—હમે શાં ગરીબ ઉપર દયાકરનાર પ્રભુ માણસને પોતાના છોકરા બરાબર પાળેછે. મલીન—મેલા. સજે—કરે. પટ—લુગડું.

૮ મા દો.—જો શરીર પર લુગડું પેહેરે નહીં ને મેલી જમીનમાં જાય તો તેને મછરને જુવા ખોતરી ખાય છે. બ્યાલ—સર્પ. ચોટીયા-ચુંટીયા. આળસહર્ણ—આળસ હરનારો.

૧૦ મો દો—જે માણસ બધાની સોબત તજીને જંગલમાં રહે તો તેને વાઘને વરૂનો ડર ઉપજે.

૧૧ મો દો.—નાની ચુકથી ચુંટીયો ને મોટી ચુકથી મરણ થાય. એવો ઈશ્વરે આળસ હરનારો કાયદો કર્યો છે, (મતલબ કે પથારો સાફ ન રાખે ને સાફ ન રહેતો જુ, માકડ વગેરે પીડા કરે એ ચુંટીઓ, ને બધાથી જુદો પડી જંગલમાં જાય ને ઘરમાં સાપ વગેરે ભરી રહે એવું રાખે તો તે મોટી ચુક તેથી મરણ થાય. કરૂણા—દયા. સદ્ય—જલદી.

૧૨ મો. દો.–પોતે સાફ રહીને બજાને જલદી સાફ રખા-
વે, એમ ન કરે તો એવા નિર્મળ માણસનો પણ મોટો ગુન્હો
માફ ન થાય (મતલબ કે પોતે સાફ રહે ને પડોસી સાફ ન રહે
તો એના ઘરમાં સાપ વગેરે થાય તે તેના ઘરમાં એ આવે
માટે પાડોસી સમજાવી સાફ રાખવો).

૧૩ મો દો.—દલપતરામ કહે છે કે પરમેશ્વરે દયા કરી બિ-
ચારીને કામ કર્યું છે તે સૌ સમજુ માણસો મનમાં સમજે છે.

## પરમેશ્વરની સ્તુતી[1] વિશે. ૯૨

રચના—બનાવટ. રચનાર—બનાવનાર, પરમેશ્વર. પ્રભુતા
—પરમેશ્વરપણું. મજરો—સલામ. હરી–લેઇ લેવું. જો "રિ"
-હ્રસ્વ હોય તો હરિ એટલે પરમેશ્વર થાય. કરવા કરવાવરો
ક૦–મને સુખીઆરો કરવાને તારો હાથ વાવર, ને હે સુખી-
આ તને હું ભજું છું. વણશે-બગડશે. વણ સેવના–સેવાવિના.
મેદની–પૃથ્વી. કરી દીકરી ક૦–દુઃખ વખતે તેમનાં દુઃખ કાપી
ને તે દીકરા દીકરી કરી ગણ્યાં.

---

૧ આ કવિતામાં દરેક છંદના ચાર ચરણમાંના, પેહેલાને બી-
જા ચરણમાંના પેહેલા ત્રણ અક્ષર તેજ ત્રણ અક્ષર તેના પછી
ફરીને આણ્યા છે તેમજ બીજા ને ચોથામાં પેહેલા ત્રણ અક્ષર
તે. ચોથા અક્ષર મૂકીને તેના પછીના ત્રણ અક્ષર આણ્યા છે.
આ રીતે દરેક છંદમાં કર્યું છે એ કવિની ઝમક આણવાની ચતુરાઇ
છે. શબ્દ ચાતુરીથી સરલ અર્થ નહીં આવતાં ગુંચવણ ભરેલી
ને અઘરી થઇ ગઇ છે.

૪ થો.—જે ઘડીએ ઘડીને જેટલા બનાવ્યા તેના ઉપર હે ઉપકારી તેં ઉપકાર કર્યા, ને હે ગુણવાન તારા ગુણ વાંચીને આટલી જરા આપદા ટળી (તે નીચે પ્રમાણે.)
૫ મો.-રોજ જે ઘણી બાળતી હતી એવી મેલી મતિ ગઇ ને નિર્મળ મતિ મળી. કવિ તારી કવિતા ગણીને કહે તો બના બનીને થોક થશે. ૬ ઠો.—જે અમારાથી નખમાં પણ ન ખમાય તે તાપ જીવતા જીવ કંઇ ખમે છે. સૌ ઠગ ઠગવાને વાગ્રો કરે પણ હે જગપાળ તેનાં પાપ તું હરી લે છે. ૭ મો-રજનો પાર કદી કહીને પામીએ, પણ તારા ગુણનો પાર પામવાનું ડહાપણ અમારી આગળ (પાસે) નથી, જગતમાં સેંકડો માણસો કરતા કરે છે પણ સદભાગી હોય તેજ સદ ભાવના ધરે.
દાહતી—બાળતી. દહાડો-રોજ. મલીન-મેલી. સદભાવના—સારી ચાવટ. (સત+ભાવના). રંજન—રાજી કરે એવા. તનવંત—શરીર વાળા, માણસ. વંદશે—નમશે. નિજનો ખુની—પોતાનો ખુની, આત્મ હત્યારો. અલ્પ—જરા. ૮ મો.—હે સુખકારી (પરમેશ્વર) માણસો રંજન કરે એવા રંગ તેં સુખને માટે કર્યા માણસ તને વંદે નહીં તો તે માણસ વાનરની તોલનો થાય. ૯ મો—તારી વાત તજવાને જે કહે તેને માણસો આત્મ હત્યારો ગણી લે. તારા ગુણની ગણતરી કરતાર કોઇ ગણતરી કરે તો તે તારા ગુણ ગણતાં ગણતાંજ મરી જાય (પણ પાર ન આવે.)

## શામળના છુટક છપા. ૯૩

માન—ગર્વ. ગ્રીવા (સં)—સ્ત્રી. તૃણ—(સં) તંખલું. મેરૂ-પર્વત; (હિંદુ) શાસ્ત્રમાં મેરૂ નામનો પર્વત પૃથ્વીના મધ્ય ભાગમાં છે ને સૂર્ય તેની પેલી તરફ જાય છે ત્યારે સાંજ પડે છે એમ માનેલું છે. કાસદ—એપીઆપવું. કોડ—ક્રોડ આગળ રૂપાંઆ અધ્યાર છે. કવિતામાં વિશેષ્ય ઘણીવાર અધ્યાર રહેછે. આણ—(સં. આજ્ઞા ઉપરથી) હુકમ. દાવાનળ—(સં. દવ+અનળ) વનનો અગ્નિ-તે બહુ ખરાબી ઉપજાવનાર છે તે ઉપરથી દાવાનળ એટલે ભારે. સુબેદારી—લશ્કરમાં એક હોદો છે. સાહેબી—માન, આબરૂ. નવ રહ્યા = નવ સર્યા—પાર ન પડ્યા. વ્યાઘ્ર (સં)—વાઘ. ઝીલવું—નહાવું. જર—પૈસા. સદાવ્રત—રોજ અંન આપવું તે. ગાઠા—ઘસાઈ ગયા. જોબનવંત—જવાન. કનક (સં)-સોનું. કથીર (સં)-કલાઈ. સુહાવે-શોભે. તન = તેન. વનિતા (સં)-સ્ત્રી. રૂઠીઓ-કોપ્યો, ક્રોધાયમાન થયો. જેને ઝાઝાં લાડ હોય છે તે (કોઈ વખત) માન તજીને ભીખ માગે (એમ પણ બને માટે લાડનો મદ રાખવો નહીં) એવોજ અર્થ ૨, ૩જી ઓળનો કરવો, ઝાઝાં ધ૦ ઝાઝાં મહુરત ને જોષ જોનારો (જોષી) હોય તેનીજ સ્ત્રી કોઈ વખત રાંડે (માટે જોષ જાણવાનું અભિમાન ન રાખવું.) વિદ્યા વગર ઘણો પૈસો જેની પાસે હોય તેને દરિદ્રી જાણવો. પરમેશ્વર એક તખલાનો મેરૂ (છેક નીચને મોટો રાજા) બનાવી દે માટે અહં

કાર શો બાવશો- બીજા છપાનો અર્થ પેહેલાનાજેવોજ છે. જર માંહે ગો. ૪૦ જે નાણાથી ગરકાવ હતા તે ઓળી પકડતા જોગી થાય છે, સામળ કહે ૪૦ સામળભટ કહે છે કે એમાં જોષ જુએ છે એતો ફરતી છાંયડી છે (એટલે તાપએ આવે ને પડછાયો પણ રહે) તેથી સુખ પછી દુખને દુખ પછી સુખ છેજ. સોનું મટીને કલાઇ થતી નથી ને કલાઇનું સોનું થતુ નથી એમ છે પરંતુ નીચેનો ફેરફાર થાય. એટલે અકર્મી હોય તે મોટો ઉમરાવ થઇ પડે ને ઉમરાવ હોય તે અકર્મી થઇ જાય. સતવાદી ૪૦ નાં "કરી" છે તે વ્યાકરણના નિયમ પ્રમાણે ખોટું છે તેને ઠામે "કરે" જોઇએ પણ માત્રા વધી ન જાય માટે એમ રહેવા દીધો છે. સતવાદી હોય તે વખતે ખુન કરે ને ખુની હોય તેના દીલમાં દયા પણ વસે. રાજા જેનાપર ક્રોધાયમાન થયો તેનો ક્રોધ સમતો નથી માટે તે વખત તો તે કહે એમ કરવું પણ પરમેશ્વરને ગમતું હશે તે થશે.

## અભિમાન તજવા વિશે. ૯૪

કેણ—વચન. વસા—જમીન ભરવાનું માપછે (વીસ વસાનું વીઘુ થાયછે) પણ પછી તે ઘણું કરીને નકીપણું જણાવવાના અર્થમાં આવે છે વળી વધારે નકી પણાને માટે વીશ વસાને બદલે સો વસા (ઘણું કરી તેના અર્થમાં) હજાર વશા એમ વપરાવા લાગ્યું. એજ રીતે સોળ આના, સત્તરઆના, ઢત્તારઆનાને બે પાઇ વપરાય છે. દુરજોધન—પાંડવો સામે પાણીપતના મેદાનમાં લ-

કનાર, કૌરવોમાંનો મોટો ભાઇ. તે સો ભાઇ હતા. કર્ણ પાંચ પાંડવોનો એક ભાઇ, તેમની મા કુન્તાથી પ્રગટ થયો હતો, પાંડવ કે કર્ણના એ વાત જાણવામાં નહી હતી. તેથી તે દુરજોધન તરફ હતો. મદોન્મત—મદ (ગર્વ)માં ઉન્મત થએલા. (ઉતન્મત). છતા—જાહેર. ગુણ ગાન સહયો. (ફકત) ગુણ ગાવાના રહ્યો. રિપુ—શત્રુ. શિળી—ઠંડી. પુરણ બ્રહ્મ—પરમેશ્વર.

કહો વળી દુર્યોધનને કર્ણ પણ કયાં છે કે જેણે દરરોજ સદાવ્રત આપ્યાં, તેવા મદોન્મત પણ મરણ પામ્યા. બધા સારા ગુણ હોય તેમાં જરા અભિમાન ભળે તો દુધની અંદર ઝેર મળેલું હોય તેવું થાય છે. પમાય પ્રભુ પદ ઇ૦—પરમેશ્વરના પદમાં પવિત્ર પ્રેમ મળે, હરિ ચર્ણનો પવિત્ર પ્રેમ મળે અથવા પ્રભુ પદ એટલે એક જાતની મુક્તિ એ મળે. અને પ્રભુનો પ્રેમ પણ મળે એવો અર્થ પણ થઇ શકે. પ્રજા જન સર્વ ઇ૦ પ્રજાના સઘળા માણસો (માણસો ગદ્યમાં નકામો છે) ને પ્રજાનો પાળક (રાજા).

## ધૈર્ય વિશે. ૯૫

રૂદે—રૂદય ઉપરથી, મન. હેબક—હબક ખાઇને. બાણે બાણથી (એક હથીઆર મુકયાથી કાંઇ પણ હથીઆરનો સમાવેશ થઇ શકે છે). જાનકી—સીતા. એના બાપનું નામ જાનક હતું તે ઉપરથી, એકથીજ જન્મ પામે (પછી જીવવાળું કે નિર જીવ) તેને તેના નામના પેહેલા અક્ષરની વૃધ્ધિ કરી નામ આપવાનો ચાલ સંસ્કૃતમાં છે જેમ જનક—જાનકી, દ્રુપદ—દ્રૌપદી. વિદર્ભ

—વૈદરજી, દ્રૌપદી ને દુર્યોધનની સભામાં લઇ ગયા ત્યારે તે-નું ચીર તાણી લાજ લીધી હતી. હરીચંદ્ર—અયોધ્યામાં રામના થતા પેહેલાં એક સતવાદી રાજા થઇ ગયો તેનું સત છોડવાને વિશ્વા મિત્રરૂષીએ ઘણા પ્રયત્ન કરયા તેનું સર્વસ્વ લઈ લીધું, છોકરાં સ્ત્રી વેચાવ્યાં અને પોતાને ચાકર થઈ રેહેવું પડચું હતું. કદાપિ—)કદા + અપિ) કયારે પણ, જવું = જોવું. મિત્ર = મિત્રો સજ્યો ઇશ્વરે ૯૦—વિશ્વનો ખેલ વરસાદના માંડવા (અંધારેલા વરસાદ) જેવોછે, તે ઘડીમાં થાય ને ઘડીમાં જતો રહે તેમ.

## હિંદુસ્તાનના ઉપર ઇશ્વરના ઊપકાર વિશે ૯૬

કેર—જુલમ. અનોપમ (અન + ઉપમ) ઊપમા આપી ન શકાય એવું. લેખ—ગણ, લક્ષમાં લાવ. મહમુદ—સુલતાન મહમદ ગજનવી જેણે બાર સ્વારી આ દેશ ઉપર કરી હતી તે. તૈમુર —મહમુદ તઘલખના વખતમાં સન ૧૩૯૮માં આવી દીલ્હિ ઉજડ કરી ગયો હતો તે. નાદિર—ઇરાનનો નાદિરશાહ બાદશાહ મોગલોની પડતી વખતમાં સન. ૧૭૩૯માં આ દેશ પર ચડાઇ કરી આવ્યો હતો તે. વિધવિધ—તરેહ તરેહના. પટકુળ —લુગડાં. હુલકર, સિધિયાને ગાયકવાડ જે પેશ્વાના સરદાર હતા તે પછી જોરાવર થયા તેમ તેઓ મરાઠાના દેશને બહુ લુટતા હતા. પિંઢારા સન ૧૮૦૦ની શરૂઆતમાં ઘણી જાતના લોકો(હિંદુ મુસલમાન વગેરે) ભેગા થઈ લુટફાટ કરવા લાગ્યા તેમનું મૂખ્ય સ્થાન માળવામાં હતું. ૧૮૦૯માં તેમણે કાશીપર હલો કર્યો

હતો. જુદા જુદાં સરદારના હાથનીચે ટોળીઓ બંધાઈ તે હજાર પ્રકારની હેરાન ગતિ આપતા હતા. તેમનો અંત પછી અંગ્રેજ સરકારે આણ્યો. નેજા—વાવટા. તનુજ—છોકરાં (તનમાંથી "જ"—જન્મેલા તે ઉપરથી). એમજ ઘણે ઠેકાણે "જ" લાગેછે જેમ પંકજ—કાદવમાં થનારૂં તે કમળ. વંશજ—ઓલાદના પ્ર૦ ગુલતાન—મોજ શોખ. ધવળ—ધોળ ગાય છે તે. મંગળ—શુભ. કોળીનાળી—કોળી વગરે. વાટ પાડવી—વાટ મારવી, રસ્તે લુટી લેવું. ધીંગા—મજબુત. જાતનાં = જતનાં; કાઠીઆ-વાડમાં બજાણા (પાટડી નજીક) તાલુકો છે ત્યાંનો રાજા જતછે. અને તેના ભાયાત વગેરે જે જીલ્લામાં રહેછે તેને જતવાડ કેહે છે તે જાતે મુસલમાન છે, તેઓ કાઠી ને કોળીના જેવીજ આ-ગળ લુટફાટ કરતા હતા. ધાડાં—ટોળાં. ઘાટ—નદી તળાવનો કાંઠો. ત્યાં ઘોડેસ્વાર આવીને ઘેરતા. નલેહ—લે નહી. કુવેતર—જે ખેતરમાં કુવાનું પાણી પવાય તે. કછ પ્રવેશ—કછમાં પે-શીએ ત્યાં લગી. સમો—સરખો. મહિમા—પૃથ્વીમાં.

## કુસંગતી વિશે. ૯૬

ભલે = ભળે. પ્રસંગ—મેળાપ, જોગવાઈ. યારી—દોસ્તદારી. કઢંગી—(કુ + ઢંગી) ઠેકાણા વગરનો. ગંગ—ગંગાનદી. અથવા હરેક નદી. છણાય—ચરચાય. મદ્યપાન—દારૂ પીવો. ધોરી—બળદ. વાન—વરણ. રંગ. સાન—અકલ. વિહંગ—પક્ષી. પા-લટી—બદલાઈ, જેમ ઉલટ પાલટ, ઠામ પાલટો કરવો. અપંગ

(અપ+અંગ) મળીને અપાંગ થાય એટલે કોઈ પણ અવયવ ખરાબ. પણ અહિં આંખને લગાડયો છે.) સુપાત્ર કુપાત્ર—સારૂં ને નરસું વાસણ, લાયક ઠેકાણું ને નઠારૂં માણસ. શહસ્રધા—હજાર પ્રકાર. કણું—કણ, દાણો, અણું—રજકણ. સલંગ—આખી. રશી—દોરડું. ભળે વઘાર ઇ૦ ભાતમાં જરા બવિગનો વઘાર (દોરો) દીધો તે ટળતો નથી. તેમજ હીંગની ગંધ હોય તો પણ તે ટળતી નથી. કુસંગી ઇ૦—કુસંગીની સોબત તે શરીરમાં કુસંગનો રંગ આપે (મતલબ કે કુસંગીની સોબતથી કુસંગી થઈએ.) જુવાર જ્યાં. ઇ૦ જુવાર જ્યાં હજાર શેર હોય તેમાં શેર ભાત મેળવો તો ભાતનું મૂળ (વધારે) મળતું નથી પણ જુવાર જેટલુંજ મળે છે. ખાળનું પાણી ગંગામાં જાય તો તે ગંગાનું પાણીજ ગણાય. જુગારી પાસ ઇ૦ જુગારી પાસે ઊંચી કીમતનું નંગ (હીરા—પાનું વગેરે) હોય તે પણ હલકા નંગમાં જાય.

કદાપિ કાળીઆ ઇ૦—કાળા બળદ જોડે ધોળો બાંધ્યાથી ધોળાના રંગમાં ફેર પડી કાળો નહીં થાય તો પણ તેની અકલતો આવશે. પક્ષી ભેગું (પશુ) રહે તો ઉડતા ન આવડે તો ઠેકતાં પણ શિખે. ભલા પુલીંગ ઇ૦—ચોખા નર(જાતિ)છતાં તેને દાળ નારી (જાતિ)ની સંગત થાયછે ત્યારે ચોખાનું નરજાતિ નામ બદલાઇને બંનેનું ભેગું ખીચડી એવું નારીજાતિ નામ થઈ જાયછે. ગણાયઈ એક દેખતો આંધળાની ટોળીમાં બેઠો હોય

તો તેપણ આંધળામાંજ ગણાયછે. કહ્યુંઅછું ઇ૦ રેજકણના જેટલો કણ આંખમાં ખકૂ નડે છે. એક આખી સળંગ રશી હોય તેમાં આંઠ હોયતો તે ગમતી નથી.

## સાહસ ન કરવા વિશે ૯૭

પાટણ એ વિશેષણ પટ્ટન ઉપરથી થયું છે તેનો અર્થ રાજધાની થાય છે. અસલ એવાં પાટણ ૮૪ હતાં તેમાંનું એક ઘોઘા પાટણ (ગોધા) ભાવનગર પાસેછે. એજ પ્રમાણે મછલી પટણ, શીરંગપટણ, વિજાગા પટણ ઇ૦ અરણુવ- -સમુદ્ર. ભૂપતસંગ = ભૂપતિ + સિંહ. પતિના પતને સિંહના સંગ થયાછે. સિંહ અથવા સિંગ એ વિશિષ્ય નામ (રજપુતોના નામ) પાછળ જાણે એક પ્રત્યય માફક આવે છે. રૂડેરૂ એમાં રૂ, એ કવિતામાં ઉમેરાય છે જેમ ઘણેરૂ, મોટેરૂ. મનોહર(સં)—મનને હરીલે એવા. રેખા—(સં. રેષા) લીટી, નીશાની. રતી—પ્રીતિ. અળવ—અટક આળું. અકોર—કણગો. ચંપકવરણુ—ચંપાના રંગ જેવું—(પીળું). વકારી—વિકારો, ઉસ્કેરી. ભામની—સ્ત્રી. પીપળ પાંન—પીપળાનું પાન. તે ઝાડ ઉપર હોય છે ત્યારે હાલહાલ કરેછે તેથી કવિતામાં ચંચળની રૂપમાં આપવી હોય ત્યારે તેવીને વીજળીની ઇ૦ અપાય છે, પીપળાનું પાન પડે છે ત્યારે નરમ પડી જાય છે ભુંડયું અહીં ડાહાપણુ અધ્યાહાર છે. કામનો અર્થ બરાબર કવિતામાં આવતો નથી. આ કાગ હોત તો ચાલત તે વાતનો =નેહ વાતનો, નહિંતો માત્રા ખુટે છે. પ્રીછી—જાણી

તેવેર—તેવેળાએ. બાંધવ=બાંધવા (નહીં તો માત્રા ખુટે છે). દેશવટો—પોતાનો દેશ વટી બીજે દેશ જવું. સાંઢ્યા—ગયા. સુકી—ગદ્યમાં સુકાઈ જાય. હતો ગંભીર—માત્રા ખુટે છે માટે હુતો જોઈએ. જરૂરપણે—ગદ્યમાં એવું જરૂર ઉપરથી નામ ચાલતું નથી. જા ધાતુ ગુ૦ માં અકર્મક હોવાથી પાણીને સારૂ ગયો એમ ચાલે છે. નેટ—છેવટ. પડી ધીર ઇ૦ માં તાળ તુટે છે માટે "પાણી ધાર પડી તેટલે" એમ જોઇએ. તે તીર—તીરનો બરોબર અર્થ લાગતો નથી. નીર—ઢોળી નાખવાનું કર્મ પોપટ—બીજી વિભક્તિમાં જોઈએ પણ કવિતામાં એમ ચાલે છે. ઝાડીઆ—ઝપાટો માર્યો. શુક—પોપટ. ઋતુત=કૃતુત—જે હતું તે કામ. શ્યામ શરીર—વરસાદ દેવ. વાદળાની કાળાશ પરથી તેનું રૂપ કાળું કલ્પેલું છે. ચોટ—જખમ, ઘા. લક્ષવસા-લાખવસા, જરૂર કરીને. અંત્રિક્ષ—ઉંચે. માનું અમે ગદ્યમાં ન ચાલે. મા. નાએ અમે. અથવા બહુ તો અમો કેમ માનું વપરાય. વિંઘક—બરાબર લાગું નથી. ચતુરાઈ જોવા જેવું. અજગર—મોટા સાપની જાત. મોટા અજગર માણસને ગળી જાય તેવા થાય છે. ફાંસી—ફાંસુ, મિથ્યા. પાખી—સિવાય, વિના. પ્રિછવ્યો ઇ૦માં તાળ માત્રા ખુટે છે. સાહસે—ના બે અર્થ થાય છે. ભારેકામ કરવાને એકદમ, વિચાર સાથે કુદી પડવું તે, ને બીજો વગર વિચારે ઝંપલાવવું આ છેલો અર્થ અહીં લાગે છે, એના કર્મની ઇ૦ એના નશીબની રેખાની પ્રીતિ સારી હતી એટલે તે

નસીબ દાર હતો. ફરીવાસ ઇ૦ ત્યાં રહીને તેણે ફરી વાસ કર્યો—બીજીવાર વસ્યો. તું સમજે ઇ૦ કદાપિ એમ સમજતો હશેકે રાજા તારો ગુનો સાંખશે પણ તે તો તરત મારી નાખશે.

## મરણના ભય વિશે. ૬૮

પતંગ—એક જાતનું લાકડું છે તેનો રંગ જલદી ઉડી જાય છે. અસંખ—સંખ્યા વગર, બેસુમાર. ફુલેલ તેલ કરતા અગાઉ તલને ફુલનો પાસ દઈ પછી પીલે છે, અથવા તેલનેજ જાણનાર. જ્ઞાની=અજ્ઞાની. આ તન ઇ૦ આપણા શરીરનો રંગ પતંગના લાકડાના રંગ જેવો છે તેને જતાં વાર લાગતી નથી. બારેતાકી ઇ૦ અહી મોતને—કાળને બિલાડીની ઉપમા આપીછે કેમકે ઉપર માણસને ઊંદરની ઉપમા આપી છે.

## પરમેશ્વર સાથે પ્રીતિ કરવા વિશે.

સંગાથે પ્રીતડી=સંગાથે દૃઢ પ્રીતડી. સંસ્કાર—નસીબ, કરણી. જાળ—માંછલાંને પકડવાની થાય છે તે ઉપરથી.—માયા—સંસાર છે તે ફસાઇ પડવાની જાળ છે. સંત—સાધુ પુરૂષ. ત્રિવિધિ—ત્રણ પ્રકારના (આત્મિક એટલે શરીરથી કે મનથી જે પીડા અથવા રોગ થાય તે. બીજું આધિભવતિ બીજા કોઇ પ્રાણીથી દુખ થાય તે. ૩ જું આધિદૈવિક ઇશ્વર તરફથી જે પીડા થાયતે દુકાળ પડે તે (વગેરે.) તાપ—દુખ(તડકા ઉપરથી) મનવાંછિત ઇ૦— મનમાં ઇચ્છેલું કામ પાર પાડનાર જેદેવાનંદનો વાહાલો—પ્રભુ તે દુખ કાપશે.

## મન ઉપદેશી. ૯૯

ભમરો(સં)—ભ્રમર ઉપરથી. ભમરો ફુલોના વાસનો બહુ શોખી છે તેથી તે માયાના પાસમાં પડેલો ગણાય છે, તે ઉપરથી મનને તેની ઉપમા અપાય છે. કુંભ(સં)—ઘડો. જાવરી—હોડળી. જતન (સં. યત્ન ઉપરથી)—સંભાળ લેવાનો અર્થ પણ વપરાય છે અપભ્રંશ થવામાં ઘણીવાર મૂળ અર્થમાં પણ ફેર પડે છે. વણસતાં—નાશ પામતાં. છોરૂ છાવરૂં—જેમ રોટલો કે બાટલો કહીએ છીએ તેમ આગળ લખવાની રીત હશે, અર્થ છોકરા વગેરે. કેટલાક "કેના છોરૂ કેનાં છાવરૂં" એમ અર્થ લેછે પણ તે બહુ સંગવિત નથી. ઉલટી નદી—ચઢેલી. રેલાઈ ગએલી નદી. હાર—હારે, સાથે. જુહારીને—નમસ્કાર કરીને. લેખુ—હિસાબ. સાહેબ—ધણી, પરમેશ્વર. કુંભકાચો ૪૦ તારી દેહની કાયા કાચા ઘડા જેવી છે પણ તે એક રત્ન છે માટે જતન કરીને રાખ કેમકે તેને નાશ પામતાં વાર લાગવાની નથી.

### ઉપદેશ વિશે.

ભોગ—જમવાની વસ્તુ. વાસના—પ્રીતિ. હમો છો—કરો છો. મુંડી—પુંજી. કેવળ—કવિતા બનાવનારનું નામછે. લુણ—મીઠું. ગમો છો—ગુમાવો છો, ખુઓછો.

## મનરંજન કવિતા. ૧૦૦

મનરંજન—(મન+રંજન) મન રાજી થાય એવી. ગુપ્તોત્તર—(ગુપ્ત+ઉત્તર) છાનો ઉત્તર, તેમાંને તેમાં ઉત્તર. સાર—

તત્વ, તે ઉપરથી વાતનો સાર (મતલબ) એટલે વાતમાંનું તત્વ થાય છે. ભોજન—જમણ.

ટીકા—આ ગુપ્તોત્તરછપો દ્વીઅર્થી (બે અર્થ વાળો)છે. જે પેહેલાંના ત્રણ ચરણમાં ચારપ્રશ્નોછે તેના ચાર ઉત્તર છેલી ટુ-કમાં છે. તે નીચે પ્રમણે.

| પ્રશ્ન. | ઉત્તર. |
|---|---|
| નાથ નર્કનો કોણ?........................ | જમ. |
| સાર દહીંનું શું કહીએ? ........................ | ઘી. |
| પોથી બાળક તણી, નામ તેનું શું લઇએ.......... | ચોપડી |
| ઘઉંનું શું નિત ઘેર, કરે ભોજન કરનારી?.......... | રોટલી |

જો સમજી શકે તો ઈ૦—જો સમજી શકે તો મન દઇને ઓ-ટલી બેસવા આપું, પણ ન સમજી શકે તો હું તને કહું છું કે રોટલી ને ઘી ચોપડી ખા. બીજી રીતે છેલી બે ટુંકનો અર્થ આ પ્રમાણે થાય,જો સમજી શકેતો માન દઈને ઓટલી બેસવા આપું, પણ ન સમજી શકે તો હું તને કહું કે "જમ, ઘી, ચોપડી નેરોટલી' એ ચાર ઉત્તર.

અંતર બહાર બાપિકા—(અંતર+બહાર+બાપિકા) માંહેને બહારની સમસ્ત. શ્રીફળ—નાળીએર. આદ્ય (સં). પેહેલાંના—(આદી). અંત—છેલાના. અવિચળ—(અ+વિ+ચળ)નાશ ન પામે એવો. રેહેમ—દયા. પદ—પગ, છંદનું પદ એટલે તેનો ભાગ અથવા ચરણ. વરણ—અક્ષર એનો બીજો અર્થ રંગ અ-

થવા જાત પણ થાય છે. મધ્ય—વચલા. ગામેતી—પટેલ, શા-શ્વતુ—અવિનાશી. અંતર બહાર લાપિકામાં જે પ્રશ્ન છે તેના ઉ-ત્તરમાં તથા દરેક ટુકના પેહેલા ને વચલા અક્ષરોમાં ગુઢાર્થ છે તે નીચે પ્રમાણે.

છપો — ઉત્તર.

| | |
|---|---|
| શ્રીફળમાં શું હોય? દગો કરતા શું હારે? | કોપરૂં |
| અધિક ગામડા માંય, લેહે કોણ પદવી ભારે? | ધરમ. |
| મરે નહીં તે કોણ? પરમ દ્રવ્ય સૌથી શું છે? | ગામેતી |
| દાઠી આદ્ય ને અંત, તહાં જે નામ રહ્યું છે? | શાશ્વતુ |

વાચા અવિચળ એ દેવ છે, રાખી રહેમ નજર રહે, મરણ દન દન પદ આદિ વરણપર, મધ્ય વરણ કવિ જન કહે,

દાઠી આદિ ને અંત ૪૦—એ પાંચે સવાલના ઉત્તરમાં પે-હલોને છેલો અક્ષર દાઠી, તહાં જે નામ રહ્યું છે, તેની વાણી અવિચળ; એવો દેવ છે, ને તેની રેહેમ નજર રોજ રોજ પે-હેલા પદના પેહેલા અક્ષરના નામ ઉપર રાખી રહે, એવું વ-ચલા પદના પેહેલા અક્ષરના નામ વાળા કવિ કહે છે.

ઉપરના પાંચ ઉત્તરમાંથી પેહેલો ને છેલો અક્ષર દાખી વચ-લા અક્ષર લઇએ તો "પરમેશ્વર" એવું નામ થાય છે તે આદી અક્ષરવું નામ "શ્રી અમદાવાદ" તેના ઉપર રેહેમ નજર રાખી રહે એવું મધ્ય વરણના એટલે વચે ના પહેલા પહેલા અક્ષર લઇએ ને જે નામ થાય તે કવિ એટલે "દલપતરામ કહે છે."

## દુમીલો છંદ.

સરશે=સરસે—સારે. ચરશે ખડ-ઘાસ ખાશે, (કાલા વાલા કરશે). પરશે ઘિશે=પરશેરી ઘરો. ને નદાને=નેન દિને. નરસે—નઠારે. પરશે—સ્પરશે ઉપરથી—અડચે.

અર્થ-માણસ સહેજ સારી બુદ્ધિ નહીં વાવરે તેતો વરસ તે વરસાદે પણ તે તરશે મરશે, ને સારૂં વહાણ મળશે તો પણ તે તરશે નહીં, અને પ્રભુનો સ્પર્શ થશે તો પણ તેનું કામ સરશે નહીં, પરશેરીને ઘેર ઘેર જશે ને કાલા વાલા કરશે પણ કામ સુધરશે નહીં, માટે જો આ શિખામણ (દિલ) નહીં ધરે તો પછી યાદ આવશે ને નઠારે દહાડે આંખમાં પાણી ભરશે.

### દરદીને ઓસડ આપવા વિશે. ૧૦૧

જીવન-જીવતર. દવાદાન દઈ દર્દીનાં ઇ૦ ઓસડનું દાન આપી દુખીનાં દુખ કાપો. દુખાળો—(દુખવાળો ઉપરથી) તેજ પ્રમાણે હઠ+વાળું, તે હઠાળું, દગાવાળું તે દગાળું ઇ૦ જીવી જ્યારે=જીવ જ્યારે જરાએ જુઓ જોડીને ઇ૦—જ્યારે જરાએ જીવ જોડીને જુઓ, ત્યારે સૌથી ભારે ને સારૂં પુન્ય તમને દેખાશે. વૈદ્ય શાળા-(વૈદ્ય+શાળા) ઓસડ મળવાની જગા, દવાખાનાં, ઇસપિતાલ. વડી વૈદ્યશાળ ઇ૦—મોટા (હોંશીઆર) વૈદ રાખીને મોટી વૈદ્ય શાળા થાપે તો ઘણા દુખી પ્રાણીઓ આશિરવાદ આપે, માટે અરે ભાઈ એવેજ રસ્તે તમારૂં દ્રવ્ય ઉછાળો(ખરચમાં વાપરો). અહો દેવ એને ભલે દ્રવ્ય ઇ૦—

અહો પરમેશ્વર એને ભલે દ્રવ્ય આપ્યું કે દવા આપાને દુખી માણસનું દુખ કાપ્યું કે જેથી હઠ વાળો (નહીં હઠે એવો) રોગ હતો તે હઠયો. અક્ષે—નાશ ન પામે એવી. (અ+ક્ષય ઉપરથી). પ્રભુરાજ=પ્રભુરોજ. ભૂમધ્ય—પૃથ્વી વચે, પૃથ્વી ઉપર. (ભુ+મધ્ય). અભેદાન—ભય વિનાનું દાન (અ+ભય+દાન ઉપરથી) તજે રોગ રોગી ધ૦—રોગી રોગ તજે ને નિરોગી જુઓ. જીવનાં ખૂપ. =જીવમાં ખપ. ખુલે—ખુલી થાય.

## ઈંદ્ર વિજયનો અર્થ.

દગાથી ફસાવી રૂપ ફેરવીને અરે માણસ તું નકામો ફુલે છે, (મતલબ કે કોઈ ચીજ કે વાત ફેરવીને બીજાને દગાથી ફસાવી ફુલે છે). હમેશ સુધી છેક છાની ન રહે ને ખરે ખરી વાત કોઈ દિવસે પણ ઉઘાડી થાય, ભરમાવીને એક વાર ભોળવી એ તો ભલે પણ ભોળપણથી ફરીથી ભુલશે નહી, જેમ કાગળની હાંડી કદાપિ કોઈ કરે પણ તે એકજ વાર ચુલા ઉપર ચડે (બીજીવાર નહી) તેમ.

## કવિ શાંમળ ભટની ઉત્પતિ. ૧૦૨

ગુર્જર—ગુજરાત. ગરૂવો—મોટો—વેગણપર—અમદાવાદનું એક પરૂં હતું, હાલ જ્યાં ગોમતીપર છે ત્યાં અથવા તેની પાસે હતું. વિપ્ર—બ્રાહ્મણ. મણી-મણી જેવું. શિરો મણી-માથાનો મણી (તેના જેવું) (શિરઃ+મણી,) શુહુંજ—અસલ ગાતર પ્રગણામાં એક ગામ હતું તે હાલ મેહેમદાવાદ પ્રગણામાં છે. વિશ્વ

નાથ—દુનીઆનો ધણી, પરમેશ્વર. (વિશ્વ+નાથ) વિશ્વેશ્વર—એ મહાદેવનું નામ છે. નવખંડ—જેમ ભરત ખંડ તેમ તે વિના બીજા આઠ ખંડ મળીને નવ ખંડ હિંદુશાસ્ત્રમાં કરેલા છે.

૩જો દો.—લેઉઆ કણબીમાં વાસણ નામે પુરૂષ થએલો તેના વંશમાં રખીદાસ નામે રાજા જેવો દેવાંશી અવતર્યો.

નવાણ—પાણી રાખવાની તળાવ, કુવા વગેરે જગા. દશોદ=દશાંદી-ઉપજનો દશમો ભાગ લેનાર. આવા માણસો જરૂરની વખતે તેમનાથી બનતી મદદ કરે છે.

દશાંદી ભાટ ઇ૦—દસમો ભાગ લેનાર ગમાનજી ભાટ સારા ગુણ ગાય. રખીઅલ—રક્ષ કરનાર, માણસનું નામ છે. રખીઅલ જ્યાં રક્ષા ઇ૦—જગતમાં જ્યાં રખીદાસ રક્ષણ કરે છે ત્યાં દુખ નહીં. પસાયતું—કર કે કીમત વગર જમીન અર્પણ કરવી તે. પૃથ્વી કરી પસાયતે ઇ૦—જમીન પસાયતામાં આપીને ભાખરોની ભુખ ભાગી. ભડ-બહાદુર. ભાવિક-ભાવવાળા. ભત્રીજ-ભત્રીજા. પુન્યવંત પરિવાર સો ઇ૦—સો પરિવાર પુન્યવાળો ને ભત્રીજા બહાદુરને ભાવ વાળા. તે સુખના દરીઆ જેવા શોભિતા ને બહુ પુન્યના વળી બીજ છે (પુન્યનાં બીજ વાવનાર છે.) ભૂપતસમપૃથ્વીના ધણી જેવા. (ભૂ+પતિ+સમ) પૂરણ—પૂરનાર, (પૂર્ણ ઉપરથી?) મંગણ—માગનાર. મોજે—મોજનું બહુ વચન. દેયણો—દેનાર. હાંકીજી તે હોડ—હાકમારીને હોડજીતનાર. સુજાણ—સમજુ. (સુ+જાણ) આવિર્ષદ—

રખીઅણને આ શિષદે. શ્રવણે—કાને. સર્વ મુખે—સર્વને મોઢે, સંચર્યા—સિધાવ્યા, ગયા. સિંહાસન—સિંહ ઉપર બેસવું તે. રાજ ગાદીને સિંહાસન કહે છે કેમકે એ ગાદી સિંહના આકારની કરતા, શાહજહાંને મોરના આકારનું કરાવ્યું માટે તેને મયુરાસન કહેતા. (સિંહ+આસન) પણ આ ઠેકાણે સિંહાસન બત્રીસ એટલે બત્રીસ પુતળીની વાતો, તેમાં પુતળીઓએ ભોજરાજા આગળ વિક્રમના ગુણનું વર્ણન કરેલું છે. તતીબજતાજી. અર્થંજ જણાવ્યો=અર્થ જણાવ્યો વળી. રીઝથી રેવાખંડ ઇ૦—જમદુતનો દંડ ટાળીને ખુશીથી રેવાખંડ કર્યો. હદવાળી—પુરૂં કર્યું. વૈતાળપચીસી—મડાપચીસી, મડદાએ વિક્રમને પચીસ વાતો કહી તે. વાયુને વશછે ઇ૦—જેમ વાયુને વશ તરણું છે (એટલે વાયુ તેને મરજીમાં આવે તેમ લઇ જાય) તેમ સામળ કવિએ કરી (મતલબ કે વાયું રૂપ ઇશ્વરે, તરણા રૂપી.બુધ્ધિ જેમ દોરી તેમ ગઇ.

## ઉપદેશ વિશે. ૧૦૩

ભય કૂપ—સંસાર રૂપ કુવો. (ભવ+કૂપ). ખોયો મણીઇ૦-(મનુષ્ય દેહ રૂપી) મણી હાથે ચઢેલો ખોયો. સર્યું-થયું. ડહાપણ તારૂ ઇ૦—જ્યારે જમને હાથે ચઢ્યો ત્યારે તારૂં ડહાપણ જણાયું. વાટજ ઉઠી—આગ ઉઠી; આવ્યા જનમ ધર્યો જેવો તે ન ધર્યો તે ન ધર્યા જેવો છે. સંપત્તી—દોલત. નિશ્ચંત—ફિકર વિનાનો (નિઃ+ચિંત) સંસકૃતના નિયમ પ્રમાણે વિસર્ગ

આગળ "ચ" હોય તો "શ" થઈ "ચ" માં મળે; જેમ (નીઃ+ચળ=નિશ્ચળ) ભજયા—ગણ્યા (કેમકે તાળ તુટેછે. અને એવો ચાલછે). ગગતા—અહંકાર. પરો—વેગળો. નિ-વડયો—નિપજયો.

## ઘડપણ વિશે. ૧૦૪

ઉમર—ઉમરો. પા દર—ભાગોળ, ઝાંપા બહારની જગા. ગોળી—પાણી ભરવાની ગોળી તે. આવ્યું=આવીચું પ્રાણ-મારા=પ્રાણમાહરા, વળી આવ્યારે=વળી આવીઆરે (કેમકે તાળ તુટે છે). વાટ—રસ્તો, વાટ જોવી એટલે તેને આવવા-નો રસ્તો જોવો. પ્રાતસ—કાળ. (પ્રાતઃ+કાળ) એ બેની સં-ધીમાં વિસર્ગનો "સ" થાય છે, સવારનો વખત. નાડ-જેમાં લોહી વહે છે તે, એવી નાડો હાથમાં નવ છે તે જુદી પડી એ-ટલે તરી આવી, ઉપસી આવી. દ્વાર—બારણું, તેજ ઉપરથી બાર થાય છે. પાંસળીએ=પાંસળીએથી+કેડેથી, બગલને કમરની વચે જે હાડપિંજર છે, એને પાસળી કહે છે. પાંસ-ળી-રૂપિયાની કોથળી કમરે બાંધે છે તે. જગવાસ-(જગ+વાસ) જગતના વાસી. ઉમર તો ડુંગર થયારે ઇ૦—ઉમરો ડુંગર જે-વો થયો, ભાગોળ તે પરદેશ જેટલી આઘી થઇ, ને ગોળીનો ગંગા જેટલી આઘી થઇ પડી, ને શરીરે ધોળા વાળ થયા છે.

## પરમેશ્વર વિકટોરિઆ રાણીનું રક્ષણ કરો. ૧૦૪

અખિલ— સઘળા. શિરતાજ—(શિર+તાજ) માથાનો મુ-

ગર. (ભૂગોળ—) પૃથ્વીનો ગોળો. સજ્જનની = સજ્જનનો. પરમ -મોટો. ઉછરંગ- ઉમંગ નિઃશંક-(નિઃ+શંક) શકવિના, બેશક દાબો-જમાવો. સંકલ્પ-વિચાર. નિષ્ફળ-(નિઃ+ફળ) ફળ વિના, જ્યારે વિસર્ગ પછી "પ" કે "ફ" આવે તો વિસર્ગનો "ષ" થાય છે જેમ નિઃ+પાપ = નિષ્પાપ ઈ૦ ત્રાહિ ત્રાહિ—એ સંસ્કૃત-માં ક્રિયાપદ છે એનો અર્થ "રક્ષા કરો, રક્ષા કરો" એમ થાય છે; એનો અપભ્રંશ "ત્રાય ત્રાય" કહે છે. તૃષ્ણા—ઈચ્છા. બેલી = સાથી, સહાય કરનાર. અધર્મ તણા = અધરમતણા. ૪થી ઓળ—પ્રાણ આપનારને જગતના કરનાર ઈશ્વર વિક્ટોરિઆ રાણીને અમર રાખો. કર્મ ફળ ચાડીઆ ઈ૦—ચાડીઆને ચોર તેમના કરેલા કર્મનું ફળ આપો.

૧૩મી ઓળ—પ્રજાઉપર જેનો પ્યાર ઘણો છે, ને જેનાથી સર્વ સંસાર રાજી થાય છે, તેજ અવિચળ પણે આ દેશમાં રાજ્યો કે જેનાથી તેના ગુણનું ગાન ગાજીને કરીએ. ૧૮મી ઓળ—આ લોકમાં એનું વધારે મહિમા ભરેલું ને અચળ નામ રહેજો. ૨૧મી ઓળ—નઠારા માણસના નઠારા વિચાર નિષ્ફળ કરી, તેમના ઉદ્યોગને અફળ કર; કે જેથી જગતને દુખકારી વિચારવાળા ઠગ, તેમની હઠ હારીને હેઠા પડે; હે પ્રભુ આજ એ પાપીઓ હીમત મુકીને ત્રાહિ ત્રાહિ વાણી બોલો. ૨૬મી ઓળ—તે વખતે હલકા માણસોએ રાજ કરવાની ઇચ્છા કરીને, કપટ કરી કેટલાકને દુખ આપ્યું. ૩૦મી ઓળ—ધર્મના બેલી

ને અધર્મના શત્રુ એવું જે તમારૂં નામ છે તે નામના અર્થનું કામ કરશો (એટલે ધર્મના બેલી થઈ દુષ્ટનો નાશ કરશો). ભ્રષ્ટ જન દુષ્ટ ૧/૦—ભ્રષ્ટને દુષ્ટ માણસનું જોર ભાગો.

## દ્વી અર્થી દોહરા. ૧૦૫

દ્વી અર્થી—(દ્વી + અર્થી) બે અર્થ વાળા.

૧લો દો.—આ સારી ભોજનશાળા છે કે ચોખ્ખી નિશાળછે. તે વિશે દલપતરામના મિત્રો નિશાળ વાત સાંભળો.

## ભોજનશાળા વિશે.

ધારા—નિયમ. પૃથ્વી નહીં, કેમકે પૃથ્વીને માટે સંસ્કૃતમાં ધરા શબ્દછે. દિસે—દેખાયછે. પંગત—હાર, સંસ્કૃત પંક્તિ ઉપરથી. અબોટીઆં—(અ + બોટીઆં) બોટેલા નહીં. બોટવું —વાપરવું. શોળે—નવેણે, નાહેલા. શિરવાળો—(શિર + વાળો) માથાના વાળો, પોળી—રોટલી. વિધિ—રીત. શિશુકર ગણિત લખાય = શિશુકર ગણિ તલ ખાય. હેતુ—વહાલા. ધરાય—ખાઈને ધરાય.

૧લો દો.—લીપવાના ધારા મનમાં લાવીને પૃથ્વી લીપીને સારી ચિત્રેલી છે, ને ગામના કોણ કોણ માણસો આવેલાં દેખાય છે તેનાં નામ ગણે છે.

૨જો. શરીર ઉપર અબોટીઆં પેહેરીને પંગત પાટલે બેઠી, ને હું નવેણમાં છું એમ સમજીને માથાના બધા વાળ સાથે ખાં-

છે. ૩જો—રોટલીને ચોપડેલી કરી, ઉપર સાકર મુકી, સા-

રી રીતે પત્રાળી પુરીને હારો હાર પડીયા મુકયા છે.

૪થો—કેક સારો રીતે શિખંડ કરીને બે ગોળામાં ભરેછે, ને જ્યાં તાપ છે ત્યાં ભોંયપર તપેલી પડેલી છે ને જ્યાં થંડક છે ત્યાં ખરકો મુકો છે. ૫મો—કેક શુધ્ધ રાઇતાં (કરતાં) શિખે છે, ને કોઇક સારો રીતે ભાત કરે છે. ને કોઇ તો પ્રખ્યાત શાક (કરતાં) શિખેછે, ને હે મિત્ર મેં લાડવા દીઠા.

૬ઠો વળી વડાં તો જેમ વરસાદ થતો હોય (તેમ પીરસાય છે,) ને તેના ભણી દહીં પણ જાય છે (દહીં પણ પિરસાય છે), ને કોઇ તો તેલને વડાં ખાય છે, ને છોકરાં તલના દાણા હાથે ગણી ગણી (વીણી) ખાયછે. ૭મો—જે માણસ તેળ ખાય નહીં તેને માટે આ ખારડી પાસે થી છે, તેમાંથી ચમચાવતી સોન્ડીપાં આપે તો પછી જમવાની કચાશ મટે. ૮મો—જે માણસ ખામને છૂટે તેના ભણી, ઉપરી માનને માટે એક પત્ર (પાનની) બીડી વાળીને આપે છે ને ત્યાં ઘણી વાલેશરી (ખાઇને) ધરાય છે.

## નિશાળ વિશે.

લાપીચારા—ચોપડીનું નામ છે. દિશે—દિશાએ. પાટલે—પાઠલે, કાઠીઆવાડમાં પાઠને બદલે કોઈ પાટ પણ વાપરે છે. અણોઠીઆંઅંગ—નહીં ભોરેલાં અંગ, નહીં શિખેલા ભાગ. ઓગે—ઓગે આંક. સમજીને—શિખીને. શિરવાળો—(શિર + વાળો) માથાવાળો અથવા ઉપર જે આંકડા લખ્યા તેને

એકઠો લખેલો એક આંકડો (રકમ). પોળી—પોહોળી. શાકર—શાહુકારના હાથ. પત્રાળી—(પત્ર+આળી) પાનાં વાળી, ચોપડી. ગોળે બેસી—ગોળા આગળ બેસી. બરફી—બરફવાળી. થંડ—ટાઢ, શા—શક, સન. વરસે વડાં—ઉમરે મોટાં. દઈ—દઇ, આપી. શિશુ—બાળક. કર—હાથ. સોટીપાં=સોટી પાંચ. આપે—પોતે. કચાશ—અધુરાપણું. ખીડીવાળી—પરખાડીઆમાં ખીડીને. હેતુ—મતલબ.

૧લો દો.—લીપીધારાની ચોપડી શિખ્યા પછી, પૃથ્વી સારી ચિત્રેલી છે (નકશો કહાડેલા છે) તેમાં કયાં કયાં ગામ કયી કયી દિશાએ આવેલાં છે, તેનાં નામ માણસો ગણે છે.

૨જો—(છોકરાઓની) હાર બેઠી બેઠી નહીં શિખેલા પાઠના ભાગ હાથમાં લઇને ભણે છે; ને સોળે આંક ભણીને ઘણા આંકડાઓ સાથે સરવાળો કરે છે.

૩જો—શાહુકારો (શાહુકારના છોકરા) એ સારી સારી ચોપડી હાથમાં લઇને પોહોળી કરી, ને ઝાઝાં પાનાં વાળી સારી ચોપડીઓ તે આ હારો હાર પડીછે.

૪થો—કોઇકતો પૃથ્વીના ગોળા આગળ બેસીને ખંડ ભરેછે, ને જ્યાં તાપછે ત્યાં ગરમ દેશછે, ને જ્યાં ટાઢછે ત્યાં બરફ વાળા દેશોછે.

૫મો—ને કોકતો સારી રીત ભાત શિખે છે ને હે મિત્ર કેટલાક લાડકવાયાને પ્રખ્યાત શક ભણતાં મે દીઠા.

૬ઠો—વળી જેમ ઉમરે મોટાં તેમ તે ભણી ઉતરીને કાંઈક ફી આપી જાયછે, ને કેટલાંક પત્રકમાં મોટાં લખાયછે, ને નાના છોકરાંને હાથે ગણિત લખાય છે.

૭મો—જેનાથી ગણિત લખાય નહીં તેને આપી એ રકી પાસે પાંચ સોટી પડે ત્યારે તે તેની મેળે કયાસ તજી દે.

૮મો—જે ભણી ઉઠે તેને તેનો ઉપરી, સરટીફીકેટ વાળી, ખીડીને આપે, જેના અનેક કારણ ધારી શકાય.

ટીકા—દ્વીઅર્થી શબ્દ ચાતુરીમાં અર્થ બહુ મરડી મચરડી, શબ્દ જોડણીમાં ફેરફાર કરી, ને ન ધરાય એવા અધ્યાહાર લઈ કરવો પડે છે; તથી વાંચનારને સમજતાં ગુચવણ ને શક પડે છે. દહીનો દેવું, બરફીનો અર્થ બરફ વાળી જમીનને ૬ઠા દોહરામાં ફીનો તથા ૮મા દોહરામાં સરટીફીકેટનો અધ્યાહાર કોઈના સ્વપ્નમાં પણ ન આવે.

## જીંદગાની વિશે. ૧૦૬

યોગ—મેળાપ. ધારમાં—(ધાર+માં) ધાર નહી,"માં" જ્યારે ક્રિયાપદ પછી પ્રત્યય રૂપે વપરાય છે ત્યારે તેનો અર્થ "નહીં" થાય છે જેમ "જઈશ માં, કરીશ માં ઈ." માટીના માનવી—માટીના માણસ, આ દેહ પાંચ પદાર્થ (પૃથ્વી, પાણી, વાયુ, તેજ, આકાશ) નો બનેલો છે એમ કહેલું છે તેમાં "પૃથ્વી" ને "માટી" તેનો મુખ્ય ભાગ ખોળીઆમાં છે માટે ખોળીયું માટીનું કહે છે."તેજ" તે "જીવ" માં આવ્યું. કાય

—કાયા. ઝાંખ—જો. સાધ—કરવા માંડ. તનં=તન—શરીર. બેદીલ—(બે+દીલ) દીલ વિના, દીલ ઠેકાણે નહી તે, ઉદાશ. જોત—પ્રકાશ, તેજ. જાણુજ=જાણેજ. રણક્ષેત્ર—(રણ+ક્ષેત્ર) લડાઈનું ઠેકાણું, "રણ" નો અર્થ દેવું પણ થાય છે. જામ—પોહોર અથવા અઢી કલાક "જામ" નો અર્થ રાજા પણ થાય છે.

૧લો છંદ. જીવવું એ જરૂરનું ને સાચું છે, પણ એવું ન સમજવું કે સમશાન એછેલુંજ ઠેકાણું છે, જીવને કાયાનો કારમો મેળાપ તે એકજ ઠેકાણે ઠરેલો છે એમ જાણીશ નહીં, (મતલબ કે હમેશાં રહેશે એવું ધારવું નહીં) રે! માટીના માણસ તારી કાયા માટીમાં મળી જશે એવું તું જાણ, જીવ જુદો પડીને જાય છે પછી તે જાણતો નથી કે અહીંયાં કાયાની શી વલે થાય છે. ૨જો. કાંતો જગતમાં જન્મીને બહુ મોજ માણો, કે દિલમાં દિલગીરી કરો પણ એમાંનું કાંઇ આ જગાએ કામનું નથી એમ સમજો, માટે ઘણી ખુશીથી આજથી કાલે વધારો થાય એવો નિયમ રાખીને, સારાં કામ કરવાનો ઉદ્યમ કરો. જે વાંદરો હોય તે નઠારો વહેમ લાવે.

૩ જો છંદ. કાળની પાંખ તું જોણાશથી જો કે જેનાથી વિજળીનો વેગ પણ હારી જાય, ને હે મિત્ર આ વખતમાં હુનરનો પાર નથી માટે જે સારી રીત હોય તે શિખવા માંડ; જે દીલનાં કઠણ ને તનના બહાદુર છે તે પણ ઉદાશ થઇને મોતનો પ્રકાશ ઘણોજ જાણે છે, કે અંતે "રામ બોલો ભાઈ રા-

મ" થશે તે એવા શબ્દ બોલી સ્મશાનમા લઈ જશે.

૪થો. જગત રૂપી રણક્ષેત્રને તું આંખથી જોઈ લે કે અલ્પ જેવું છે. એવું જોઇને હીમતથી જાણી લે કે આ ઠેકાણું બે પહોરનું છે. હીમત ભરેલાં કામ કર કે તારૂં નામ અવિચળ રહે ને પરમેશ્વર પણ મુક્તિનું દાન આપે, અને આ જગતમાં જેમ ઢોર ચાબુક મારવાથી ચાલે છે તેમ તું પરમેશ્વરના પ્રતાપથી ન થા. ૫મો. સરવે સારૂં થશે એમજાણીને ભવિશ્ય ઉપર રહેવું તું નકી છોડી દે; જે વાત વિતીને ગઈ તે છો જતી એમ જાણ, ને તેને તું દિલમાં ખેદ લાવીને સંભાર નહીં, હાલનો વખત તું સૌથી સારો જાણ, દોષ મુકીને હવે ઉદ્યમ ચાલ; દીલમાં ગરીબાઈ જણાવીને. ને મનમાં ઈશ્વરને રાખીને હીમતથી તરત તાકીને કામ કર.

૬ઠો— મોટા મોટાની જીંદગી આપણને યાદ આપીને એમ બોલે છે કે, એમાંના એકપણ માણસના નાક એક તરણાને તોલે પણ કયાં હતા? તેજ માણસ પ્રખ્યાતિ પામ્યા. નેજેનાં ભારે જોર જામ્યાં, એજ રીતે જો આપણે ચાહીએ તો સંસારમાં સારી કીર્ત્તિ થાય. ૭મો—કીર્ત્તિરૂપી સુગંધ ફેલાવીને એવાં સારાં કામ કરો કે જેથી નામની નિશાની રહી જાય, ને આપણો દાખલો જોઈને કોઇ માણસ એથી ધીરજ માની લે. જગત રૂપી દરીઆમાં જેનું વહાણ ખરાબા (રૂપીકુમાર્ગે) પર ચઢવાથી ભાગે; તે માણસ એકલો પોતાની પાસે કાંઇ ન રહ્યાથી સમુદ્રમાં આથડે,

૮મો. ચાલ તું તૈયાર થા, ને હીમત ને ઉલટ મનમાં રાખીને કામ કર. ને આંળસ મુકીને બહુ ઉલટથી ચંચળાઇ રૂપી જાળ નાંખી (ઉદ્યમને) પકડી લે, ધીરજ રાખીને કારમાં કામ કર. ને કામ કરતાં કદાપિ હારી ન જા; ને જ્યારે કામ પુરૂં થાય ત્યારે પૈસાની વાટ જો, જો આરીતે કુરે તો ઈશ્વર તને સેહેજ આપી રેહેશે.

૯મો. અરે માણુસ, અમારી વાત સાંભળી, સારા નવ છંદ ગાઇને ગુણવાન થા, ને એમાં જે વાત કહી તે મનમાં લાવીને તારા મનમાં નઠાગ વિચાર ન લાવ; રંક રણછોડ ની વિનતી વાંચીને તરત તેનો તોલ કર, જો મનમાં સુખ ચાહે તો ભકિતના ભાવથી પ્રભુનો દાસ થઇને તેની સેવા કર.

ટીકા—આ કવિતાની છેલી ટુકમાં "મનસુખ"નું નામ આવે છે તે આ કવિતા કરનાર રણછોડનો મિત્ર થાય.

## પરમેશ્વરનો ઉપકાર ભુલી ગયા તે વિશે. ૧૧૩

ગર્ભવાસ રાખ્યો—ગર્ભવાસમાં તારૂં રક્ષણ કર્યું. કીર્પા—દયા, સં. કૃપા ઉપરથી. આંપ્યું રે = આપ્યું રે, દસપંદર તે દસ પંદર વરસ. "વરસ" નો અધ્યાહાર છે. વહ્યો—વહી ગયો. વરણાગી—છેલાઇ. છાકી—મેહેકી. છત—દોલત તરાણ = તારણ —લાભ. ગત—(ગતિ ઉપરથી) ચાલવાની શકિત. વરી—ખપી, વવરાઈ. અવધ—હદ, આખર, જુગદાધર = જગદાધાર —(જગત + આધાર) પરમેશ્વર. દારૂણ—ભયંકર. નયણાં— આં-

ખો. (સં.નયન ઉપરથી) નાત જાતમાં ઇ૦—નાતજાતમાં કુ બુ-દ્ધિને કોરે જાતનું નામ કહાડ્યું. ચાળીસે તુ ચાલીરે ઇ૦—ચાળીસ વરસની ઉમર સુધી પહોંચીને તું છતમાં છકી રહ્યો. કુકર્મના બહુ બંધન છુટવાને માંણસનો આ અવતાર આપ્યો ને તેં ભુંડાઇનો ભાર ભર્યો, ને સો વરસે તો એ ફેરા ફરીને બધા ભવમાં ભુલ્યો. પાપી એ છે ઇ૦—એ પુરો પાપી છે એ વાત ખરી છે કે ખોટી તે એને પુછો.

## સંપ તથા ઉપદેશ વિશે. ૧૦૬

ખંડી—ખંડ ઉપરથી, કડકા કરી નાખ્યા. છંડી—છોડી. કૌરવ—પાંડવના કાકાના દીકરા. તે સો હતા. પાંડવ—પાંડુ રાજાના દીકરા તે પાંચ હતા. ઘણાં=ઘણો. સુલતાન—મુસલમન રાજા, પાદશાહ. કોશ (સં)—ભંડાર. હીણા—બુરા. કૌરવ પાંડવ કુળ ઇ૦—લક્ષ્મીને માટે સંપની ઇચ્છા છોડી તો કૌરવને પાંડવના કુળને મૂળમાંથી ખંડી નાખ્યાં. ઘર ધન કોશ ઇ૦—ઘેર ધનના મોટા ભંડાર (હોય). તન રોગી શિર શત્રુતા ઇ૦—રોગી શરીર, માથા ઉપર શત્રુ, ને ધન તેતો આવે કે જાય, પણ જો કુટુંબમાં સંપ હોય તો હમેશાં તે શાન રહે.

## ઉપદેશ વિશે.

છડીધર—(છડી+ધર) છડી ધરનાર. નકી પોકારનાર. છાજતા—શોભતા. રસીક—રસીઆ. આયુષ્ય(સં)—આવરદા. જોગ—લાયક (સં. યોગ ઉપરથી). અનુસાર—મળતી, સરખી. ના-

ખ—શોભા. કોટીધજ=કોટીધ્વજ (ક્રોડપતિ). સુંદરી—સ્ત્રી. એ વિશેષણ તેનો અર્થ સારૂં તે ઉપરથી નામ સુંદરી, ગર્દ—ઝીણી રજ. ઈંદ્રપુરી—(ઈંદ્ર+પુરી) ઈંદ્રની નગરી. એટલે આકાશમાં જે તારાઓ છે તે દેવ, તેનો રાજા તે ઈંદ્ર, તેની પુરી ઈંદ્રાસન તે આકાશ. શ્યામ—કાળું, કૃષ્ણ કાળા હતાં માટે એને શ્યામ પણ કેહેતા, કૃષ્ણ ઈશ્વરને માને છે માટે શયામ એટલે ઈશ્વર ચરણ-પગ. ત્રીલોક (સં)-(ત્રી+લોક) ત્રણ લોક, (સ્વર્ગ, મૃત્યું એટલે પૃથ્વી ઉપર ને પાતાળના), કરણ--કાન. વદન (સં)-મોં શ્રેષ્ટ (સં) મોટો. કાંપ-ચીકણો કાદવ. આયુ-આવરદા.

૧લો પ્લવગમ છંદ—જેના આંગળ છત્રથી છાંય થતી, ને છડીદાર શોભતા. ને જે રસીઆ હાથીના હોદામાં બીરાજતા; ને જેના ભાગ્યમાં આવરદાને અનેક દોલત ભરેલી; તે પણ એક દિવસ ઉછળતી આગમાં સુતા (મરી ગયા).

૨ જો છંદ—મહા સુખનો ઉપભોગ ભોગવતા ને યોગ્ય કે અયોગ્ય જરાએ જાણતા નહીં, ને જેણે ખજાનામાં ને ખાણમાં કરોડો રૂપીઆ કીધા તે પણ સોડ તાણીને મસીદ કે મશાણમાં (મુસલમાન મસીદમાં ને હિંદુ મશાણમાં) સુતા.

૩ જો છંદ—ઈંદ્રપુરી જેવી નગરીઓ શોભામાં હતી ને તેમાં ક્રોડપતિ શાહુકારો ગોખમાં બેઠા બેઠા ગરજના કરતા હતા. સ્ત્રીઓ પણ સારા ગુણ વાળી, ને મર્દ પણ મોટા ગુણવાળા હતા. તેઓ કોણ જાણે કે કયે ઠેકાણે રજકણમાં મળી ગયા?

૪ થો—માટે હે મારા મિત્ર આ વાત વિચારો ને સારા, પવિત્ર થઈને પાપી મટો; ને જીવતરનું ફળ જાણીને ભગવાનને ભજો ને મનમાં હેત આણીને નિત ધ્યાન ધરો.

૧ લો મહિદીપ છંદ—હે મિત્રો ઈશ્વરના ચરણનું સ્મરણ, તેજ સારીને સાચી રીત છે. તે વિના ત્રણે લોકમાં ક્રોડ વાત હોય પણ તે કાચીછે. હે દયાળુ! હાથ, પગ, કાન ને નાક એ બધું તેં કીધું, ને આંખો ને મોં આપી જ્ઞાનનું દાન દીધું.

૨ જો-ખાન પાનની ઘણી વસ્તુઓ આજ એજ આપે છે, ને ભુખ, તરસ, થંડ, તાપને દુખ એ સર્વ એજ કાપેછે; વળી તે તને ઘડી ઘડી યાદ આણેછે, પણ અભાગીને દુષ્ટ તું, ઇષ્ટ દેવને જાણતો નથી.

૩ જો—હે જીવ હજુ વિચારીને જોકે જન્મ પામીને તું શું શું પામ્યો? ભક્તિની જુક્તિ તો જાણી નહીં ને પાપ રૂપી કચરો જામ્યો છે; હજુ ઉપાય છે, તે થાય તો ઘણું સારૂં કેમકે જે ઘડી જાય છે તે તારા આવરદામાંથી ઓછી થાય છે.

## ઈશ્વર શક્તિ વિશે. ૧૦૭

જગહળ—જગમગ. જોત—તેજ. પુંજ—પુંજાકર, ભજ. સર્વશક્તિનો સ્વામી-ઈશ્વર. ચમત્કાર—આશ્ચર્ય પામવાપણું. ૪થો છંદ—આ ઠેકાણે ઉભો રહીને જો કે તેજના ગોળા અથવા તારા રૂપી અક્ષરથી નિરંજન દેવનું નામ લખ્યું છે તે તારાથી વંચાય છે?

પમો છંદ—નાશ ન પામે એવા તેજના આજે દીવા દેખાય છે. તે તું રાતમાં ગણી જો; શું તારાથી એ ગણતાં ગણાશે? અજવાસ—અજવાળું. અવનીઓ—પૃથ્વી એક ગ્રહ છે. અને તેના જેવા બીજા પણ બુધ, શુક્ર, મંગળ, વગેરે ગ્રહો છે. તે અને બીજા તારાને વાસ્તે આ ઠેકાણે પૃથ્વીઓ લખી છે, તે બધી પૃથ્વીઓને અવિનાશી રાજા એટલે પરમેશ્વર પાળે છે. આ ઠેકાણે અવિનાશી એ વિશેષણના અર્થમાં છે. ઐશ્વ-પરમેશ્વરપણું, પ્રભુતા. રે માટીના માનવી છં૦—અરે માટીના માણસ તું તો તરખલા જેવો છે; જળના રજકણ કરતાં પણ તારો ભાર અલ્પ છે. એ તું કેમ ભુલે છે? ધિર્ય—ધીરજ. પિતા, પરમેશ્વરને ઠેકાણે અને પરમપ્રિયકાર તથા સરજનાર એ બે એના વિશેષણ છે, સર્વજ્ઞ—(સં. સર્વ+જ્ઞ) બધું જાણનાર. અજ્ઞ--અજાણ્યો. જે સાહેબ—પરમેશ્વરને ઠેકાણે છે. કેમકે બધું જ્ઞાનરૂપી દ્રષ્ટી વડે તને દેખે છે, તે એક પળવાર પણ અજાણ્યો નથી રહેતો. ભરી=ભરો ડરી ડરીને ડગલાં ભરો, કરી કરીને સારાં કામ કરો. કરી કરીને દલપતરામ કહે છે કે હેત રાખીને પ્રભુને ભજો.

### દેશમાં આનંદ ભયો જય જય વિકટોરીઆ. ૧૦૮

ભયો—થયો. રાજ્યપદાભિષેક—ગાદીએ બેસતી વખતનો અભિષેક (ધર્મ ક્રિયા.) મંગળિક—શુભકારી. ઉપમાન— જેની સાથે સરખાવાય તે. આટપી—માંડી વાળવું. ઉલટ—ઉલટો. ઉલટ-

રસ—ઉલટનો. ખુશીનો રસ. સહસાજ—સામન સાથે. દિગ-વિજય—બધી દિશામાં જીત કરવી. નિપુણ—પ્રવીણ. સબળ—બળવાન, લડાયક. અબળ—અબળાસ્ત્રી. પંચતંત્ર—પાંચતંત્ર, નીતિનાં પંચોખ્યાન. આર્યકુળ—શ્રેષ્ટકુળ, અસલ એશિઆના મધ્ય ભાગમાં માણસની ઉત્પત્તિ થઇ ત્યાંથી યુરોપમાં, આપણી તરફ ને બીજીગમ જે લોકો ગયા તે સહુ આર્ય કુળના કહેવાતા હતા. તેમાં મોગલ, ચીના હબશી આર્ય નહીં. આચાર્ય—ધર્મ ગુરૂ. વાદ્ય—વાજાં. નાદ—અવાજ. રિપુ—શત્રુ. કદર—બુજ. વરવેર—ઘણી સાથે. સંતતી—છોકરાં. અમળા—દોષ વનાના, કમળા—લક્ષ્મી. સવારા—વેળાસર. બુદ્ધિવર્ધક—(બુદ્ધિવધારનાર) એ નામની હિંદુ જુવાનોએ એક સભા સ્થાપી હતી તે હજી સુધી મુંબઈમાં છે અને તેના તરફથી એજ નામનું ચોપાન્યું નિકળે છે એ સભામાં આ વિષય વંચાયો હતો.

મહારાણી વિકટોરિઆ ૧૮૧૯ ના મે મહીનાની ૨૪ મી તારીખે જન્મી હતી. સન ૧૮૩૭ માં રાજપદ મળ્યું તે પછી-ના દોહરામાં સંજ્ઞામાં જણાવ્યું છે. ઉપર જે આંકડા મુકયા છે તે બધાને ઉલટાવીને ખરી સંખ્યા બોલી કહાડવાની રીત છે. રાજ્યાભિષેક સન ૧૮૩૮ ના જુનની ૨૮ મી એ થયો. ગ્રાન ઉપમાન છ૦ એનો કોઇની સાથે મુકાબલો પણ થાય નહીં(કોઈ એથી સરસ હોય ત્યારે કે?)એટલે તેને તો તેનોજ મુકાબલો થવો જોઇએ. પણ એ રીતે ટુંકામાં આટોપી દેતાં (કહી નાંખતાં) ગ-

નને સંતોષ થતો નથી. ઉલટો હરખનો રસ વધે છે તેનું ક-
રણ સૌ સારા લોકો ઝીલો; જેમ નિર્મળ પાણીમાં શરદ ૠતુનું
(આસો સુદ ૧૫ નું) કમળ ખીલી રહે તેમ સઘળાં સુધારેલાં રા-
જની અંદર પણ અંગ્રેજનું રાજ તેના દમામ સાથે સોભેછે.
રાણી કમળના ગર્ભ જેવી છે (રૂપમાં.) પરદુખ ભંજન ઇ૦
પારકાનું દુખ ભાગનાર તે એક બુટી (જડી—ઓસડ) છે. સુખ
સંપત્તિ વરસાવીને જાણે ઇંદ્રની લાજ રાખતી હોયની. અગુણી
ગુણી ઇ૦ સારા કે ખરાબ ગુણના, શત્રુ કે સ્નેહીના ગુણની
પરીક્ષા કરી તેનો પાર લે. વિદ્યા હુનર ઇ૦ વિદ્યા કાળ તેમજ
ખરી વાત તેને અનુકુળ છે. વરવહુ પ્રીતિ-સ્ત્રી પુરૂષનાજે ધ
ર્મ તે, અમળા કમળા ઇ૦-લક્ષ્મી તો દોષ વાળી છે પણ રાણી
રૂપી લક્ષ્મી દોષ વગરની છે. તે કળાવાનછે, ને દેશ સુધારવા
માટે વિચારમાં નહીં કરે એવી છે. વળી ઘટિત ઉપાય ઇ૦
ઘટતા ઉપાય ને તજવીજ કરશે માટે સઘળા સારી વાણીબોલો.

## પ્રભાતનું વર્ણન. ૧૦૯

આ કવિતામાં "મળી માતને તાત" એમાં "મળી" શબ્દ મા-
પમાં વધારેછે. અધમ—પાપી. ઉદ્ધાર—મોક્ષ કરનાર પરમેશ્વર-
માંપ્રીત રાખ. બોલીયાં ખોલીયાં—કવિતામાં બોલ્યાં, ખોલ્યાં ઇ૦
ને વાસ્તે વપરાય છે. ઉદિત—ઉગેલો. આદિત્ય—સૂરજ. આ-
ભાસ દેખાવ (થાય છે). પગળી=પિગળીને—થાજેલું હોય તેનું
પ્રવાહી થઇને. હીમથી—ટહાડથી. પિગળીને પાણી થઇ ઇ૦—

ટહાડથી જામેલો બરફ પિગળીને પાણી થઈ ઝરણમાં જાય છે. (લોક) ગાય અને ભેંસોને ગળેથી બંધન છોડે છે. મુલ્લાં મસીદમાં બાંગ પુકારે છે. મુલ્લાં—મુસલમાનનો ધર્મગુરૂ. બાંગ—મસીદમાં તાણીને પ્રાર્થના કરે છે તેને બાંગ કહે છે. જોત—દીવાનો શગ. પદ્મ—કમળ. પ્રફુલિત—ફુલેલાં. પતિત થઈ—ખીડાઈ ગઈ. કમળ—સૂર્યના ઉગવાથી ફુલે છે અને પોયણાં ચંદ્રને દેખીને ફુલે છે. બગ—બગલાં. ઠગો—ઠગ. બ્રાહ્મણો નદી કિનારે સવારમાં સાદડી માંડી બેસે છે; અથવા ગંઠીયા લોક સવારમાં નહાવા આવેલાનાં લુગડાં ચોરવા આવે છે તે. કોઈ માણસ મરી ગયું હોય ત્યારે તેને વાસ્તે સવારમાં મો વાળવાનો ચાલ ગુજરાતમાં છે. મહીઆરીઓ—દહીં વેચનારી, બારવાડણ. ધીર—ધીરજવાન. શૂરવીર—શૂરવાળા, ધનુર્વિદ્યા—કવાયત; બાણ મારવાની, લઢાઈની વિદ્યા. સંતાન—છોકરાં. કુળવંતી સ્ત્રી પોતાનાં છોકરાંને સંભાળતી અને મોંમાંથી મીઠા શબ્દ બોલતી ઉઠી. ફુઅડ—દરિદ્રિ, આળસુ. રંડા—સ્ત્રીને વાસ્તે ધિઃકાર ભરેલો શબ્દ. રૂઠી—કોપ કરીને. ધીમંત—બુદ્ધિવાન, (ધી+મંત). સ્નાન કરી —નાહીને, ધર્મ કાર્ય કરવાને વાસ્તે અથવા મરાગયેલાને વાસ્તે નાહીએ ત્યારે તેનેસ્નાન કરવું કહે છે. સાધારણ શબ્દ નહાવું છે. આળસુ, એદી, અને અક્કલના આંધળા જે અફીણીઆ તેજ એ વખતે બહુ ઉંઘે છે. અર્થ—મતલબ. સાધે—પાર આણે. આરોગ્ય—રોગ વગરનું.

આધે—અરધે. (ફકત કવિતામાંજ વપરાય છે). આ વખત વનમાં જે ખુલી હવા લેવા જાય તેનું શરીર અડધા વરસમાં રોગ વિનાનું થાય. કલ્લોલ-તરંગ, વિચાર. તરીએ-પાર પડીએ.

## જ્ઞાન મેળવવા વિશે. ૧૧૦

પાઠનો—ભણવાનો. ગર્થ—પૈસો. ગાંઠવો—ગાંસડી બાંધવી, લઈ લેવો. પ્રકાશ (બુદ્ધિનો.) મનન—વિચાર. બનેલ—બનેલો (ભુત કૃદંત બરાબર લાગ્યું નથી). ઉઠાવ-ઉઠાવણી. કળથકી—કળાથી, યુક્તિથી. પ્રભુપદ જ્ઞાન—હરિનાં ચર્ણ. (મુક્તિ) સંબંધી જ્ઞાન મેળવો, અથવા પ્રભુ સંબંધી જ્ઞાન મેળવો. જનકૃત—માણસનાં કરેલા. પેખી—જોઈ. સુપેર—સારી રીતે. પેર—પેગ-વો. શશી—ચંદ્ર. જાતાં=જોતાં. ભણતર ભણી ઇ૦—ભણ્યા પછી એમ ન કહેશો કે હવે ભણી રહ્યા. કેમકે આખો ભવ જાય તોય ભણ્યાનું ખુટે તેમ નથી. જ્ઞાનગર્થ ઇ૦—જ્ઞાન રૂપી પૈસો ને સુગુણને સંપાદન કરો. આપણું અંતર ઇ૦ આપણે કોણ છીએ એ જાણવું તે ધર્મ સંબંધી મોટી વાત છે, જ્યારે જાણ-વાની જરૂર છે ત્યારે માણસના દરેક ગુણ જાણવા.

વીરા—ભાઈ. પુંજ—ઢગલા, પ્રલે—(સં. પ્રલય) નાશ.

## નીતિએ સંસાર ભોગવવાથી પ્રભુ રીઝે છે તે વિશે.

વારી—પાણી. અભય=ઉભય-બંને તરફથી (સંસાર તર-ફથી. લોકમાંથી નિકળી જાય ને પરમેશ્વર પણ સંઘરે નહી). આત્મઘાતી—પોતાને હાથે પોતાનો પ્રાણ તજનાર. કરે=ફરે.

સંસારને જળની ઉપમા અપાય છે જેમ દરીઆ ઓળંગી પેલેપાર જવું મુસીબત છે તેમ સંસારને સારી રીતે પાર પડી જવું મુશ્કેલ છે. રાશભ—ગધેડા. જટાવાળાં—વડની વડવાઇઓને જટાની ઉપમા આપે છે. ત્રિભુવન પતિ—ત્રણ ભુવન (આકાશ, પાતાળ ને મૃત્યું) નો ધણી પરમેશ્વર. દેહનું દમન કરે કે સંસાર તજી દીધે કાંઇ ઇશ્વર મળતો નથી માટે જે જીવ કહાડે તે આત્મઘાતી કહેવાય. જીભ પરમેશ્વરનું નામ દેવાને આપી છે તો મુનીવ્રત શા માટે લેવું? પગ ચાલવાને માટે કર્યા છે તો ઉભા ઉભા તપ શાને કરયા કરવું. નાગા થઇને ફરવાથી પ્રભુ રાજી થનાર હોત તો તેણે કપાસ શું કામ કીધો? ટાઢ ને તાપ ખમે પ્રભુ મળતા હોય તો ઝાડ ઘણાંએ ખમે છે. રાખ ચોળે પ્રભુ મળે તો ગધેડાનેજ મળે કે જે હમેશ રાખમાંજ રહે છે. (આવાજ વિચાર નરસિંહ મેહેતે, તથા શામળભટે આપેલાછે).

અર્થ સમાપ્ત.

# પૂરવણી અ.

## कवि संबंधी हकिकत.

### થઈ ગએલા કવિ.

નરસિંહ મેહેતો—જુનાગઢનો વડનગરો નાગર ગ્રૃહસ્થ બ્રા-હ્મણ હતો. એ કવિ ભકત હતો. એ સંવત ૧૫૧૨ માં હયાત હતો. એની કવિતામાં પ્રભાતિઆં ઘણાં વખણાય છે એણે કૃષ્ણની બાળલીલા, રાસલીલા, પદ, ગરબીઓ વગેરે છુટક ઘણું કર્યું છે.

કબીર—આધર્મ ઉપદેશક થઈ ગયો એનો ધર્મ પાળનાર કબીર પંથીને નામે જાણીતા છે. એ નરસિંહ મેહેતાના વખ-તમાં એટલે એના પંથીઓના કહેવા પ્રમાણે એ સંવત ૧૫૦૫ ના મહા શુદ ૧૧ મરણ પામ્યો. એની કવિતા વૈરાગ વિશે આ-ત્મ જ્ઞાનનાં પદને ગરબીઓ ઘણી છે. એના પંથીઓ કબીરને કબીર સાહેબ કહે છે.

અખો-એ શ્રીમાળી સોની હતો, ને અમદાવાદમાં ખાડીઆમાં દેશાઈની પોળમાં રહેતો હતો. એ સંવત ૧૭૭૫ એટલે સન ૧૭૧૯ માં હયાત હતો. એણે ઘણી કવિતા ચોપાઈના જેવાં છ ચરણ કરી તેનું નામ છપો આપી કરેલી છે. એ વેદાંતી હતો ને મૂર્તિ ન માનતો. અખો ભકત કહેવાય છે.

પ્રેમાનંદ—એ ચતુર વેદી મોઢ બ્રાહ્મણ વડોદરાનો રેહેવાસી હતો એણે સંવત ૧૭૧૭થી ૧૭૭૬ સુધી કવિતા કરી એ એ-ની કવિતા કહી આપે છે. એની કવિતા આખા ગુજરાતમાં પ્રખ્યાત છે, એ સુરત ને ખાનદેશમાંના નંદરબારમાં ઘણું રહેતો ને ત્યાં કથા કહેતો.

સામળ—એ શ્રીગોડમાળવો બ્રાહ્મણ અમદાવાદની પાસે હાલ જ્યાં ગોમતીપર છે ત્યાં અથવા તેની પાસે વેગણપુર નામે પરૂં હતું ત્યાંના રેહેવાશી હતો. એણે દોહરા, ચોપાઇને છપામાં વાતો કરેલી છે. એ ૧૭૮૧ માં શિહુંજ ગામમાં રખીદાસ પટેલને ત્યાં ગયો હતો. ને ત્યાંજ કવિતા કરતો ને કહેતો, ને તે ગુજરાતમાં પ્રસિદ્ધ છે.

પ્રિતમદાસ—એ ખેડા જીલ્લાના સંદેસર ગામનો ભાટ સંવત ૧૮૩૮માં હયાત હતો. એની કવિતા પ્રસિદ્ધ છે.

ધીરો—વડોદરા તાબાના સાવલી ગામનો ભાટ સંવત ૧૮૮૪ માં હયાત હતો એની કવિતા કાફી રાગમાં ઘણી છે.

કેવળ—એ બાવો બ્રહ્મજ્ઞાની હતો અને એ અમદાવાદનો હતો. એનો કવિતા ખમાચી રાગમાં જોઈ છે.

ભોજોભક્ત—એ ભાટ, કાઠીઆવાડના ગાયકવાડ તાબાના અમરેલી ગામનો હતો. એ સંવત ૧૯૦૭માંહયાત હતો. એની કવિતા ચાબખાને રાગે પ્રસિદ્ધ છે.

વિરવિજય—અમદાવાદમાં શ્રાવકનો ગોરજી થઈ ગયો. એ સંવત ૧૯૦૫ માં હતો.

બ્રહ્માનંદ—કાઠીઆવાડના ઝાલાવાડ પ્રાંતના મુંગી ગામનો સાધુ હતો એ સંવત ૧૮૮૬ માં હયાત હતો.

દેવાનંદ—એ પણબ્રહ્માનંદના ગામનો એજ ધર્મનો સાધુ હતો.

દયારામ—એ જાતે સાઠોદરો નાગર ગૃહસ્થ બ્રાહ્મણ હતો. એ સંવત ૧૮૩૩ માં નર્મદા કાંઠે ચાણોદ કન્યાળીમાં જન્મ્યો હતો. અને સંવત ૧૯૦૯ માં ૭૫ વરસની ઉમરે મરણ પામ્યો. એનું મૂળ વતન ગાયકવાડ તાબાનું વડોદરા પાસે ડભોઈ ગામ છે ત્યાં હતું એની કવિતા શૃંગાર રસમાં ઘણી છે. અને તે પ્રસિદ્ધ છે.

## હયાત કવિ.

દલપતરામ—વઢવાણના શ્રીમાળી બ્રાહ્મણ ઉમર વરસ આશરે

૪૫, હાલ અમદાવાદમાં રહે છે, એમની કવિતા નીતિ અને સુધારા વિશે છંદ, ગરબા તથા પદમાં છે, તે આખા ગુજરાતમાં પ્રખ્યાત છે.

નર્મદાશંકર—સુરતના વડનગરા નાગરબ્રાહ્મણ ઉમર વરસ આશરે ૩૪. હાલ સુરત અને મુંબાઈમાં રહે છે. એમની કવિતા નીતિ. પ્રીતિ અને સુધારા સંબંધી છંદ, પદ, ને ગરબીમાં છે. ને તે પ્રશિદ્ધ છે.

રણછોડ—મહુધાના એડાવાળ બ્રાહ્મણ. ઉમર આશરે વરસ ૩૦ ની. હાલ મુંબાઈ રહે છે. એ કવિ પદ ધરાવતા નથી. એમની કવિતા ગદ્યના પુસ્તકોમાં આવે છે.

દુરગારામ— સુરતના વડનગરા નાગર બ્રાહ્મણ, ઉમર આશરે વરસ ૫૦ ની. સુરતમાં એ મેહેતાજીને નામે વધારે પ્રખ્યાત છે. એ કવિ પદ ધારાવતા નથી. એ પેહેલાં મેહેતાજી હતા. હાલ પેનશન મળે છે.

કુંજલાલ—મજાતજ નામે સોજીત્રાં ગામના સાઠોદરા નાગર બ્રાહ્મણ. ઉમર આશરે વરસ ૪૫ ની. શાસ્ત્રી છે. પેહેલાં નોકર હતા. હાલ એડાજીલ્લાના સારસા ગામના કુબેરદાસ બાવાને ત્યાં રહે છે. એ કવિ પદ ધરાવતા નથી. એમની કવિતા છંદ તથા ગરબીમાં છે.

અમરસી—હાલ કાકીઆવાડમાં મેહેતાજીછે. એ રાજકોટ ભણતા ત્યારે એ કવિતા કરેલી. હાલ કરેછે કે નહીં તે માલમ નથી. ઉમર આશરે વરસ ૩૦—૩૫ ની.

---

# પૂરવણી ળ.

## કવિતામાં તાળ.

છંદ કેમ કરવા તેની રીત ચોથી તથા સાતમી ચોપડીમાં

આપેલી છે માટે અહીં લખી નથી. કવિતાનું માપ જાણ્યા કર-
તાં પ્રથમ કવિતા કેમ વાંચવી તે જાણવાની જરૂર છે. કવિતા વાં-
ચતાં શિખવાને પેહેલું પગથીઆં તાળ છે. તાળ ઉપર કોઇ પણ
કવિતા ગવરાવતી વખત ખાસ ધ્યાન આપવું. કંઇને ઠેકાણે
કંઇ ભાર મુકી દે તો કવિતા સારી લાગતી નથી. કવિતામાં વાં-
ચતી વખત અમુક અક્ષર અથવા માત્રા ઉપર ભાર દેવાનો હોય
છે, તે અક્ષર અથવા માત્રા બોલતાં હાથની આંગળી કશા ઉ-
પર ઠોકવી. મહાવરો પડે ત્યારે ફકત તાળ વાળા અક્ષર કે મા-
ત્રાપર ભાર મુકીને બોલવા એટલે થયું. જે માત્રાપર તાળ હોય
તેની પછીની માત્રા મળી ગુરૂ થાય તો તાળ તુટે નહીં પણ તે
પેહેલાંની માત્રા મળે તો તાળ તુટે છે. જેટલા છંદ ગરબી વ-
ગેરે આ ચોપડીમાં આવી ગયાં છે, તેનું દરેક ચરણ લખી તેમાં
જ્યાં તાળ પડે છેત્યાં (ˊ) આવી નિશાની કરી કયે કયે ઠેકાણે
તાળ જોઇએ તે નીચે બતાવ્યું છે, ગરબીઓ વગેરેમાં માત્રાને
ઉચ્ચાર સમજવાનું કામ ઘણું બારીક છે તેમાં ગુરૂના લઘુને લ-
ઘુના ગુરૂ બહુવાર થાય છે. માટે તાળ નક્કી કરતાં પણ શક રહે છે.

## માત્રા મેળ છંદો.

ચોપાઇ—સાૅરી ચોૅપડીૅઓ શોૅભાય. ૧, ૫, ૯, ૧૩મી માત્રા
પર ચારે ચરણમાં તાળ.

દોહરો—નિૅત્યે જવૂં નિશાૅળમાં, ભૅણવું ચોૅડો ચાૅત. ૧, ૫,
૯ ને ૧૩મી પર અરધી તાળ એમ પેહેલાને ત્રીજા
ચરણમાં. બીજાને ચોથામાં ૧, ૫, ૯ ઉપર.

છપો—માૅ દિકરીનું નાૅમ અૅર્કજથી જાૅણ્યું ઍક. ૧, ૫, ૯,
૯, ૧૩, ૧૭, ૨૧. ચાર પદમાં.

વળી તેૅ દિકરીનો દૅાકરોૅ માૅતા કેૅરો તાૅત છે. ૩,

૭, ૧૧, ૧૫, ૧૬, ૨૦, ૨૪. (૫માને છઠ્ઠા પદમાં.)

કુંડળીઓ—કીધિ કેઈ નર કેઈએ, દોહરાની પેઠે પહેલા
ચરિયો ચોટા બાચ. બે ચરણને છપાના
નહિં ચેત્યા તે નીચ, પેઠે બાકીના ચાર
કીચ લપટાણી કાયા. ચરણ).

ત્રીભંગી—જેજે જગ બાપા,
સુખ રસ પાપા. કુડમતિ ૩, ૭, ૧૧, ૧૫,
કાપા તું કરજે. ૧૯, ૨૩, ૨૩, ૩૧,

અખાનાછપા—એક અરિણ બીજું આળસ. ચોપાઇ પ્રમાણે.

હરીગીત—હે દેવના પણ દેવ, તું તતએવ દિલમાં ધર
દયા. ૩, ૬, ૧૦, ૧૪, ૧૭, ૨૦ ૨૪, ૨૭).

સવૈયાએકત્રીશા-ઝેર ગર્યાને વેર ગર્યાં વળી, | ૧, ૫, ૯, ૧૩,
કાળા કેર ગયા કરનાર. | ૧૭,૨૧,૨૫,૨૯.

ઝુલણા-અખિલ બ્રહ્માંડના ઈશદીન નિશદીન | ૧, ૬, ૧૧, ૧૬,
હર વિશે આ સ્તુતિ ધર અમારી. | ૨૧, ૨૬, ૩૧, ૩૬.

પ્લવંગમ—છત્રે ધાતી છાંય છડી ધર છાજતા, ૧,૫,૯,૧૩,૧૭).

મહિદીપ—શ્યામ ચર્ણ સ્મરણ મિત્ર સરસ રીત સાચી.
૧, ૭, ૧૩, ૧૯).

સોરઠા—બ્રહ્મ દયાથી આજ, અવસર રૂડો આવીયો.
૧, ૫, ૯, ૧૨, ૧૬, ૨૦).

## અક્ષર મેળ છંદો.

ભુજંગી—જીર્ણ જાળીઓમાં માળીઓમાં ખૂબ છાજે. ૨,૫,૮, ૧૧. અક્ષર૫૨.

મનહર—ગમે તેમ રમે ક્રોધ સમે મન ભમેત્યારે દયા તજી દમે પ્રાણીને પરોવી શૂળમાં.
૧, ૫, ૯, ૧૩, ૧૭, ૨૧, ૨૫, ૨૯.

પ્રમાણિકાકે-નગસ્વરૂપિણી તે એકજ.
રૂપાળી પોળી પોળીઓ, ૨, ૪, ૬.

ઇંદ્રવિજે—લંકપુરી સળગી અળગો ભભકારથા રાવણની છબી ભાજી. ૧, ૪, ૭, ૧૦, ૧૩, ૧૬, ૧૯, ૨૨.

નારાચ—જુઓ પિડાયિ જેમ આ પિડાય પીડ આપડો.
૨, ૬, ૧૦ ૧૪, ઉપર કે પ્રમાણિકા પ્રમાણે.

ઉપદ્રજવ—સુવાકુપથો સ્નેહ સદૈવ વાધે. ૧, ૪, ૭, ૧૦.

અનુષ્ટુપ—ડાહ્યો ડોઢ, નિશાળે જાય, ગાળોવળા ગપોવદે.
૧, ૩, ૬, ૮,—૧, ૩, ૫, ૭,

મોતીદામ—ભજો ભવતારણ શ્રી ભગવાન. ૨, ૫, ૮, ૧૧.

વૈતાળિય—રચનાર રચનારરે ઘણો, કરૂણાળુ કરૂણા કરો ઘણો
૩, ૬, ૮, ૧૦—૩, ૫, ૮, ૧૧.

દુમીલા—નરસે જ સુબુદ્ધિ ન વાવરશે વરસે વરસાદ મરે તરશે.
૩, ૬, ૯, ૧૨, ૧૫, ૧૮, ૨૧, ૨૪.

દોધક—નિર્જન ગામ નવાણ ગણાવો. ૧, ૪, ૭, ૧૦.

માલિની-બહુ બહુ ઉપમાથી શોભતી રૂડિરાણી. ૩, ૭, ૧૧, ૧૪.

## ગરબી વગેરે.

મહારાણીજીની ગરબી—અમે ઇશ્વર માગીએ એટલું.

૪, ૯, ૧૪, ૧૭ મી માત્રા ૫૨.

વડા પ્રેમ વાળો ઘણાં વર્ષ જીવો વિક્ટોરીઆ.

૪, ૯, ૧૪, ૧૯, ૨૩, ૨૭.

ચાબખા—જીવને શ્વાસ તણી સગાઇ ૧, ૫, ૯, ૧૩. એજ રીતે બધામાં ચાર ચાર વધે.

રામગ્રી—ભૂલી ભમે છે ભામની, નૈશદ નાથની નાર. ૧, ૬, ૧૧, ૨૦, ૨૪.

ગરબી—મનમાને નહી સો ફેરા સમજાવું તો પશું થાય. થા ચાર માત્રા જેટલો. ૩, ૭, ૯, ૧૩, ૧૭, ૨૧, ૨૫, ૨૯.

ગરબી—ફૂલણજી તમે ફૂલાવ્યા કેમ ફૂલ્યારે ફૂલણજી "રે" ચાર માત્રા જેટલો. ૧, ૫, ૯, ૧૩, ૧૭, ૨૧, ૨૫, ૨૯.

રાગ પ્રભાત—જીમલડારે તને હરી ગુણ ગાતાં આવડું આળસ ક્યાંથી રે. ૧, ૫, ૯, ૧૩, ૧૭, ૨૧, ૨૫, ૨૯.

રાગ ધોળ—આ તન રંગ પતંગ સરીખો જાતાં વાર ન લાગેજી. ૧, ૫, ૯, ૧૩, ૧૭, ૨૧, ૨૫, ૨૯.

રાગ ગરબી-કર પ્રભુ સંગાત દૃઢ પ્રીતડીરે, મરી જવું મેલીને ધન માલ, અંતકાળે સગું નહિ કોઇનું રે. ૪, ૯, ૧૪, ૧૯, ૨૪, ૨૯, ૩૪, ૪૦, ૪૫, ૫૦, ૫૫

વેલાવર—ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો, ભમ્યો દીવસ ને રાત. રામગ્રી પ્રમાણે, પણ ગાવાની ધાટીમાં જરા ફેર, રામગ્રીમાં પણ ઉતરે, ને એક જાતનોપ્રભાત પણ થાય છે.

ખમાયચી—રંગમાં રમોછો ભલાજી રંગમાં રમોછો.

૧, ૯, ૧૫, ૨૩.

મિશનુંપદ—ફુલ્યો શું ફરે છે રે, ભુલ્યો ભવ કૂપમાં પડયો.

૧, ૮, ૧૨, ૧૪, ૨૦, ૨૬

ડાહ્યો થઇ દુનિયામાં ફરે છે તેણે શું સર્યું તારૂં કાજ

૧, ૫, ૯, ૧૩, ૧૭ ૨૩, ૨૮.

દેશી ગોડલી—ધડપણ કેણે મોકલ્યું. જાણ્યું જોબન રહે સૌ કાળ. ૩, ૯, ૧૨, ૧૮, ૨૧, ૨૫

ઉમરતો ડુંગર થયા રે, પીંદર થયાં પ્રદેશ.

૧, ૫, ૯. ૧૨, ૧૬, ૨૧, ૨૪

ગોળી તો ગંગા થઇ રે, અંગે ઉજળા થયા છે કેશ.

૧, ૫, ૯, ૧૨, ૧૭, ૨૩, ૨૮, ૩૩. થઇમાં ધ્ ચાર માત્રા જેટલી

રાગપ્રભાતિ—(મળી) માતને તાત પરભાતમાં પુત્રીને સુણ કહે વાત ગઇ રાત વીતી ઝૂલણાની પેઠે ૧, ૬, ૧૧ ધ્.

રાગ વણઝારાનો—વાંચો આ વાત વિવેકની ભણનારા રે. વળિ વિધવિધ કરીને વિચાર શોધો ગુણ સારા રે.

૧, ૭, ૧૧, ૧૮, ૨૨.

૩, ૭, ૧૨, ૧૭, ૨૧, ૨૫

# પૂરવણી ક.

## પ્રત્યય તથા ઉપસર્ગ વિશે.

છોકરાંને જલદી યાદ રહે અને જરૂર પડે જોવાય માટે મુખ્ય મુખ્ય પ્રત્યય તથા ઉપસર્ગ લખીને તે શા અર્થે વપરાય છે તે લખ્યું છે.

## ઉપસર્ગ વિશે.

જો "અ, અન*, બે, નિર, નિઃ એ ઉપસર્ગ આવેતો એનો અર્થ "નહીં" થાય છે, જેમ "અસત્ય, અવિચાર, અનંત, અનાચાર, બેનકૂર, બેશરમ, નિર્મળ, નિરાકાર, નિષ્ફળ, નિર્ભ્રાંત ઇ૦

"અવ, કુ, દુર, અપ, ક, ઉ" એ ઉપસર્ગ આવે તો તેનો અર્થ "નઠારૂં કે દૂર થાય છે" જેમ અવગુણ, કુચાલ, દુરગુણ, અપલક્ષણ, કપુત, ઉચાટ" ઇ૦ "ક" ઉપસર્ગ "કુ" ઉપરથી થયો છે.

"સુ" ઉપસર્ગ "સારા" નો અર્થ બતાવે છે. જેમ "સુચાલ, સુધર્મ" ઇ૦

"સ" ઉપસર્ગ "સહીત" નો અર્થ બતાવે છે, જેમ "સફળ, સબળ" ઇ૦ પણ "સ" ઉપસર્ગ "સુ" ઉપરથી થયો હોય તો "સારૂં." જેમ "સપુત."

પરિ–ઉપસર્ગ "ચોફેર" નો અર્થ બતાવે છે; જેમ "પરિભ્રમણ."

વિ—ઉપસર્ગ "વધારે" કે "વેગળા"નો અર્થ બતાવે છે જેમ "વિનાશ."

અતિ—નો અર્થ પેલે પાર જેમ અત્યંત.

અધિ—નો અર્થ ઉપર જેમ અધિપતી.

આ—નો અર્થ ઉલટું, જેમ આગમન, આગત.

---

* જો શબ્દનો આરંભ સ્વરથી થતો હોયતો તો "અન ઉપસર્ગ ને વ્યંજનથી થતો હોય તો અ ઉપસર્ગ લાગે છે જેમ અસત્ય (અ + સત્ય) અનાચાર (અન + આચાર) ઇ.

પ્રતિ—નો અર્થ સામુ, જેમ પ્રતિઘોર. પ્રત્યાઘાત.

### પ્રત્યય વિશે.

"વંત" પ્રત્યય સંસ્કૃતમાં બહુવચનનો છે પણ ગુજરાતી કવિતામાં એક વચનમાં એ વાપરે છે. એનો એક વચનનો પ્રત્યય "વાન" છે. "દાર, વાળો, વંત, વાન" એ પ્રત્યયો ધણીપણાનો અર્થ બતાવે છે જેમ "ધનવંત, ગુણવાન, દુકાનદાર, ટોપી વાળો" ઇ૦ "વાળો. વાળી કે વાળું" પ્રત્યય પાછલા શબ્દમાં મળેતો "આળો, આળી કે આળું" થાય છે, જેમ દયાળો, કૃપાળુ, સુખાળી" ઇ૦ "કાર" પ્રત્યય "કરનાર" નો અર્થ બતાવે છે જેમ "સુખકાર" ઇ૦ તેમજ "કારી" પ્રત્યય પણ એજ અર્થે વપરાય છે જેમ "દુઃખકારી."

"દેણ ને દાતા" પ્રત્યય "આપનાર" નો અર્થ બતાવે છે જેમ "દુખદેણ, સુખદાતા" ઇ૦ "ધર" પ્રત્યય "ધરનાર" નો અર્થ બતાવે છે જેમ ધરણીધર, ગદાધર, ઇ૦

## પૂરવણી ડ.

### સંધિના નિયમ. †

જો કોઇ શબ્દનો અંત્ય સ્વર "અ" અથવા "આ" હોય ને તેની પછીના શબ્દનો પેહેલો અક્ષર "અ" અથવા "આ" હોય તો તે બે અક્ષરોને ઠેકાણે "આ" થાય, જેમ ("બાર + અક્ષરી") એમાં "ર" માંના "અ" માં તે પછીનો "અ" મળવાથી "આ" થઇને "બારાક્ષરી" થયો. તેમજ

† સંધિના નિયમ ઘણા છે પણ તે વ્યાકરણનો વિષય જાણી આમાં બધા ન આપતાં જેટલા કવિતામાં ઉપયોગી પડે તેટલાજ આપ્યા છે, કે લંબાણ થાય નહીં.

"દુર + આચરણ = દુરા ચરણ, નૌકા + અધ્યક્ષ = નૌકાધ્યક્ષ (વહાણનો ઉપરી), વિદ્યા + આલય = વિદ્યાલય" ઇત્યાદિ. તેમજ "ઇ" પછી "ઇ" આવે તો દીર્ઘ "ઈ" થાય, જેમ "કવિ + ઈશ્વર = કવીશ્વર. "ઉ" પછી "ઉ" આવેતો દીર્ઘ "ઊ" થાય જેમ "ભાનુ + ઉદય = ભાનૂદય" (સૂર્યનો ઉદય.)

જો "અ" કે "આ" પછી "ઇ" આવે તો "એ" થાય. જેમ "પરમ + ઇશ્વર = પરમેશ્વર, મહા + ઈશ = મહેશ; "અ" કે "આ" પછી "ઉ" આવેતો "ઓ" થાય જેમ "પર + ઉપકાર = પરોપકાર, ગંગા + ઉદક + ગંગોદક, "ઇ" પછી "ઇ" સિવાય ગમે તે સ્વર આવે તો "ય" થાય જેમ "ઇતિ + આદિક = ઈત્યાદિક.

"ત" ની પછી કોઇ સ્વર અથવા "ગ" આવેતો "ત" બદલાઇને "દ" થાય છે. જેમ "જગત + ઇશ = જગદિશ, સત + આચાર = સદાચાર, સત + ગુણ = સદ્‌ગુણ." તેમજ "ત" "ચ" "જ" કે કોઇ અનુનાસિક "ણ, ન, મ" આવેતો ત બદલાઇને "ચ" "જ" અથવા "ન" થાયછે જેમ "સત + ચિત = સિચ્ચત, સત + જન = સજ્જન; જગત + નાથ = જગન્નાથ. ઉત + મત = ઉન્મત." વિસર્ગ પછી "ક" "પ," "ફ" આવે તો "ષ" થાય, જેમ નિઃ + કપટ = નિષ્કપટ, નિઃ + પાપ = નિષ્પાપ, નિઃ + ફળ = નિષ્ફળ., કોઈવાર "ક,, આવે તો "સ,, પણ થાય છે, જેમ "પ્રાતઃ + કાળ = પ્રાતસ્કાળ પણ વિસર્ગ પછી "ચ,, આવેતો "શ,, થાય, જેમ નિઃ + ચળ = નિશ્ચળ.



# જાહેર ખબર.

નીચે જણાવેલી ચોપડીઓ અમદાવાદમાં કાલાભાઈનો વા-ડીમાં. સુરતમાં સુરજરામ રાજારામ હરિપુરાની છોકરીઓની નિશાળમાં. ભરૂચમાં છગનલાલ સુંદરજી સ્કુલમાં, રાજકોટમાં ટ્રેનીંગ સ્કુલના માસ્તર હરિવલ્લભ મુળજી, મુંબાઈમાં "[illegible] પ્રેસ" કાળબાદેવી રોડ નં. ૮૧ માં, રોકડા કીમતે મળશે.

| ચોપડીનું નામ. | કીમત. | ટપાલ ખરચ. | કુલ કીમત. |
|---|---|---|---|
| સોસઈ ઇતિહાસ. | ૪- ૮-૦ | [illegible] | ૪-૧૫-૦ |
| કવિતા સંગ્રહના અર્થ. ત્રીજી આવૃતી | ૦- ૮-૦ | ૦-૧-૦ | ૦- ૯-૦ |
| વિધવા વિવાહ. | ૦-૧૨-૦ | ૦-૨-૦ | ૦-૧૪-૦ |
| પાણીપત બીજી આવૃતી | ૦- ૪-૦ | ૦-૧-૦ | ૦- ૫-૦ |
| ગુજરાતનો ઇતિહાસ પ્રશ્નોત્તર ત્રીજી આવૃતી. | ૦- ૨-૦ | ૦-૧-૦ | ૦- ૩-૦ |
| દીવાની કાયદાનો સંગ્રહ. | ૧૪- ૦-૦ | ૧-૦-૦ | ૧૫- ૦-૦ |